# અઠંગ ઉઠાવગીર

અથવા

# ચાલાક ચોર

(અદ્ભુત અને અલૌકિક ઘટનાઓથી ભરપૂર
ડીટેક્ટીવ નવલકથા.)





અનુવાદક:-અગ્ભેલાલ સવરા :ભાઈ દેસાઈ.

પ્રકાશક:-ચુનિલાલ મગનલાલ બુકસેલર સુરત.

કીંમત બાર આના.



# અઠંગ ઉઠાવગીર

અથવા

# ચાલાક ચોર

( અદ્ભુત અને અલૌકિક ઘટનાઓથી ભરપુર ડીટેકટીવ નવલકથા. )

અનુવાદક:—

અમ્બેલાલ સવરામભાઈ દેશાઈ

—: પ્રકાશક :—

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર,

ઠે. રાણીતળાવ-મેઇન રોડ—સુરત.

કીંમત બાર આના.

ગુજરાતી કોથીકાઈટ્સ ... ડાહ્યાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું:—શ્રી "અનાવિલ બંધુ"
પ્રિ. પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ
સુરત.

આવૃત્તિ ૩ જી.
સંવત - ૧૯૮૭
ઈસ્વીસન-૧૯૩૧



Published by
*Chunilal Maganlal Shah*
***Bookseller.***
Ranitalao, Main Road-SURAT.

## વિષયાનુક્રમ.

# અઠંગ ઉઠાવગીર

— અથવા —

# ચાલાક ચોર

## પ્રકરણ ૧ લું.........................કુટ્સની કમબખ્તી.

ઇન્સપેક્ટર કુટ્સ લંડનના સુપ્રસિદ્ધ 'સ્કોટલેન્ડ યાર્ડ' નામના પોલીસ વિભાગનો એક પ્રવીણ અમલદાર હતો. ફોજદારી તથા ડીટેક્ટીવ વિભાગમાં તેનું નામ પ્રખ્યાત હતું તે ચતુર અમલદાર હોવાથી, પોલીસના સર્વ માણસો તેના ઉપર શ્રદ્ધા રાખતાં હતાં; તો પણ પોલીસના ઘણા ખરા અમલદારોની માફક તેનામાં પણ દોષનો અભાવ નહોતો. તેનામાં મુખ્ય દોષ એ હતો કે, તે પોતે પોતાને સર્વગુણ સંપન્ન સમજતો. કોઇ તેની ભૂલ શોધી કાઢે તો તે ક્રોધથી સળગી ઉઠતો; કોઇનો પણ પ્રતિવાદ તે સહન કરી શકતો નહીં. જે માણસો તેનાથી નવા હોય તેને તો તે તદ્દન તુચ્છજ સમજતો. એટલા માટે અમારે અહીં કહેવું પડે છે કે, તે અહંકારનો એક અવતારજ હતો. ઇન્સપેક્ટર કુટ્સ એવો અભિમાની હતો, કે કોઇ કામમાં કોઇની પણ સલાહ લેવી તે પોતાનું અપમાન થયેલું સમજતો; તથાપિ એક દિવસ અચાનક લંડનના બેકર સ્ટ્રીટમાં રહેતા સુપ્રસિદ્ધ ડીટેક્ટીવ મિ૦ રોબર્ટ બ્લેકને ઘેર તેને જવું પડયું. એના કેટલાક દિવસો પહેલાં મિ૦ બ્લેક પોતાનો પ્રાણ જેમ તેમ બચાવી, દુષ્ટોના હાથમાંથી છુટી નિવૃત્તિથી પોતાને ઘેર રહેતો હતો તેની શારીરિક અને માનસિક ખિન્નતા હજી દૂર થઇ નહોતી તેથી તે કોઇની સાથે મુલાકાત કરતો નહોતો. છતાં ઇન્સપેક્ટર કુટ્સ બ્લેકને ઘેર જઇ તેના બંધ દ્વારની ઘંટડીને જોરથી વગાડવા લાગ્યો.

મિ૦ બ્લેક ઘંટડીનો અવાજ સાંભળ્યો. આ વખતે તે તેજ દિવસનું પેપર વાંચતો હતો. ઘંટડીનો અવાજ સાંભળી પેપર એક બાજુ મૂકી દીધું. આ વખતે તેનો સહકારી સ્મિથ પણ તેની પાસેજ બેસીને એક નવલકથા વાંચતો હતો, તેને મિ૦ બ્લેકે કહ્યું. "સ્મિથ! દરવાજા પર જો કોણ છે? હું કોઇને મળવા માંગતો નથી. છતાં લોકો મને નિરાંતે બેસવા દેતા નથી? કોણ જાણે મારા વિના તેઓનું કયું કામ અટકી પડે છે?"

સ્મિથે કહ્યું:—"તમારી પાસે તો કોઇ જરૂરી કામ વાળાજ આવશે તમે કોઇને ન મળવાની પ્રતિજ્ઞા કરી છે પણ તેથી શું થયું? મિસિસ બાર્ડલે દરવાજો ઉઘાડયો હોય એમ તેનો અવાજ સ્પષ્ટ સંભળાય છે."

મિસિસ બાર્ડલ દરવાજો ખોલી આવનારને કહેતી હતી કે:— "મિસ્ટર! તમે કેવા આદમી છો? હું જમવા બેઠી છું તેથી દરવાજો ઉઘાડતાં જરા વાર લાગી; તમારાથી પાંચ મિનિટ પણ ઉભા રહેવાતું નથી કે એકદમ દરવાજો ખોલવાની તદબીર કરવા લાગ્યા! તમે કોઇ સભ્ય માણસ સાથે વ્યવહાર રાખ્યો છે કે નહીં? કહો તમારે શું કામ છે?"

ઇન્સ્પેક્ટર કુટ્સે મિસિસ બાર્ડલનું વિરાટ શરીર અને ઉગ્ર મુર્તિ જોઇને નમ્ર અવાજે કહ્યું:—"અરે ભલી બાઇ અટલો બધો ગુસ્સો શા માટે કરો છો? હું દુઃખનો માર્યો તમારા શેઠને મળવા આવ્યો છું. મિ૦ બ્લેક કયાં છે? મારે તેને મળવું છે?'

ઇન્સ્પેક્ટર કુટ્સનો સ્વર ઓળખી મિ૦ બ્લેકે સ્મિથને કહ્યું:— "આ તો ઇન્સ્પેક્ટર કુટસ જણાય છે! તેને કોઇ જરૂરી કામ હશે તે મારા જૂના મિત્ર છે એટલે મારે તેને મળવુંજ પડશે. સ્મિથ! તમે નીચે જાઓ અને તેને અહીં તેડી લાવો; નહીં તો મિસિસ બાર્ડલ તેને અહીં આવવા દેશે નહીં"

મિ૦ બ્લેક હજી પૂરૂં કહી રહ્યો નથી એટલામાં તો ભીમકાય ઇન્સ્પેક્ટર વીજળીના વેગની માફક તેની સામે આવીને ઉભો રહ્યો. તેના પગલાંના

અવાજથી આખો ઓરડો કંપી ઉઠયો! મિ૦ બ્લેક-ઇન્સ્પેક્ટર કુટ્‌સની ઉપર પ્રેમ રાખતો હતો, તેથી તેના આ પ્રકારના અચાનક આવિર્ભાવથી તે નારાજ તો નહીં થયો; પણ તેનો ભાવ દેખીને આશ્ચર્ય તો પામ્યો! તે સમજયો કે કાંઇ પણ કઠીન મામલો છે ખરો. મિ૦ બ્લેક કુટ્‌સને કાંઇ પણ પૂછે તે પહેલાંજ, તે પોતાના માથા-પરની મોટી ટોપી ઉતારી બ્લેકની સામેનાં ટેબલ ઉપર મૂકી પાસેની ખુરશી ઉપર ધબ્બ દઇને બેસી પડયો. તેનાં વજનથી ખુરશી ચરૂરૂ ચરૂરૂ બોલવા લાગી, પણ તે તરફ જરા પણ લક્ષ આપ્યા વગર ઉત્તેજીત સ્વરથી તેણે કહ્યું:-"આ કેવો બંદોબસ્ત? આવી કર્કશા ચાકરડીને રાખી છે એનાથી તો એક ગાંડો કુતરો પણ સારો! કોઇ અન્ય માણસો આપને શી રીતે મળવા આવતા હશે? તે મને જોતાંજ ડોળા કાઢીને એવી રીતે બોલવા લાગી કે-એને જોઇને મારા જેવો મજબુત માણસ પણ ડરી ગયો; તમે તો રૂપિઆ આપીને જાણે વાઘણજ ખરીદી છે?"

મિ૦ બ્લેકે હસીને કહ્યું:-"એ જૂઠી વાત નથી; પણ એવી એક નોકરડીની મારે ખાસ જરૂર હતી; કારણ કે લોકો મને એ નહોત તો કાયર કરી નાખત! એનો મીજાજ જોઇનેજ ઘણાને તો નાસી જવું પડે છે; પણ તમારા જેવા ચાલાક વાંદર તો તેની દરકાર રાખ્યા વિના મારી પાસે આવીને પડે છે મારી નોકરડી બોલતી ચાલતી હશે પણ કોઇને કાયર કરતી નથી. તેના વર્તનથી તમે દિલગીર થશો નહીં; મારૂં શરીર સારૂં નથી તો પણ તમારી હકીકત સાંભળવાને હું તૈયાર છું, પણ તમે તો હાંફો છો? સ્થિર થઇને એક ચીરૂટ પીઓ! પછી હું તમારી વાત સાંભળીશ. સ્મિથ! મારા મિત્ર ઇન્સ્પેક્ટરને એક ચીરૂટ આપો!"

સ્મિથે તેજ વખતે એક પેટીમાંથી ત્રણ ચીરૂટ કાઢી તેમાંની એક મિ૦ કુટ્‌સને આપી. કુટ્‌સને ચીરૂટ આપતી વખતે સ્મિથે સ્મિત હાસ્ય કર્યું, પણ તેના સ્મિત હાસ્યપર કોઇએ ધ્યાન આપ્યું નહીં.

મિ૦ કુટ્સે ચીરૂટ સળગાવી અને જોરથી એક દમ ખેંચ્યો; પરન્તુ ચીરૂટનો ધૂમાડો તેના મુખમાં ન ગયો એટલામાં તો તે ખુરશી ઉપરથી ઉછળ્યો; કારણકે ચીરૂટ સળગતાંજ એક અવાજ થયો અને તેમાંથી સળગતાં ફૂલઝરની માફક દેવતાના તણખા નીકળી ચારે બાજુ પડવા લાગ્યા; ચીરૂટમાં તમ્બાકુને બદલે ફટાકાનો દારૂ ભર્યો હતો! ઇન્સ્પેક્ટર કુટ્સ તે ચીરૂટ ફેંકે તે પહેલાં તો અવાજ સાથે તે ફાટી ગઇ. તેમાના અગ્નિની ચીણગારીઓ 'ટાઇગર' નાં મ્હોં ઉપર પડી. મિ૦ બ્લેઇકનો કુતરો ટાઇગર ટેબલની પાસેજ શેત્રંજી ઉપર સૂઇ રહ્યો હતો; ચીરૂટમાંની ચીણગારીઓ તેના પર પાડવાથી તે એકદમ ઘુરકી ઉઠયો. સ્મિથે મ્હોંમાં રૂમાલનો ડુચો મારી પોતાનું હસવું ખાળ્યું અને એકદમ ઓરડાની બહાર જતો રહ્યો આ જોઇ ઘણાં કષ્ટથી હસવું રોકી બ્લેકે કુટ્સને કહ્યું:-છોકરો ઘણો મૂર્ખ છે, અહસ્ય માણુસોને ખીજવવામાં તે ચાલાક છે. કાલે રાત્રે મારી સાથે પણ આ રીતે વર્ત્યો હતો; મિત્ર કુટ્સ! તમે બીજું કાંઇ સમજશો નહીં હું તેને શિક્ષા કરીશ.

ઇન્સ્પેક્ટર કુટ્સે પોતાની મૂચ્છના જથ્થામાંથી અગ્નિની ચીણગારીઓ ખંખેરી ક્રોધમયાં સ્વરે કહ્યું:-"છોકરો તદ્દન મૂર્ખ જણાય છે. હું પોલીસનો માણુસ, કાયદાકાનુનનો પ્રતિનિધિ, આવડો મોટો અમલદાર, એના બાપ જેટલી ઉમ્મરનો, છતાં મારી મશ્કરી કરતાં તેને જરાયે શરમ આવી નહીં? કેવું ખરાબ! એક દિવસ હું જરૂર એને જેલનાં હવા ખવડાવીશ.

મિ૦ બ્લેકે કહ્યું:-"તમે ક્રોધ ન કરો, છોકરો દુષ્ટ છે તોપણ તેનું હૃદય સરળ છે. તમારાં ધુમ્રપાનમાં અડચણ આવવાથી મને પણ દુઃખ થયું છે. લ્યો તમે બીજી ચીરૂટ સળગાવો." મિ૦ બ્લેકે પોતાની સીગારેટ બોક્સમાંથી એક ચીરૂટ કાઢી કુટ્સના હાથમાં આપી. કુટ્સે તેની શંકાશીલ દ્રષ્ટિએ પરીક્ષા કરી સળગાવી.

ત્યારપછી એકેક દમ જોરથી મારી તેણે કહ્યું. "હું શું કહેવાને આવ્યો હતો. તે તો હું ભૂલી ગયો. બળતી ફૂલકરને સીગાર સમજીને પીવાથી આ બધો ગોટાળો થઇ ગયો! હા, યાદ આવ્યું. સાંભળો મિ૦ બ્લેક! આજકાલ હું ભારી સંકટમાં સપડાયો છું. એક માણસે મને ગાંડો બનાવી દીધો છે. વધારે તો શું પણ મને મારૂં મ્હોં બતાવવાનું પણ ભારી થઇ પડયું છે. મને જોઇને થાણાનાં નાના મોટા અમલદારો પણ મ્હોં ફેરવીને હસે છે હવે મારૂં માન, મારી પ્રસિદ્ધિ સર્વ નાશ પામ્યાં છે. જે રીતે બાળકો ઢીંગલીઓને નચાવીને રમતો રમે છે તેજ રીતે એક માણસે મને નચાવી રમત રમવા માંડી છે. માટે મારી એવી વિનતિ છે કે તમે તે 'બેટ'નો પત્તો મેળવો.

મિ૦ બ્લેકે કહ્યુ:–બેટ! કેવું બેટ? ક્રીકેટ રમવાનું બેટ?"

કુટ્સે કહ્યું:–"નહીં સાહેબ! શું તમે પણ મારી મશ્કરી કરવાની શરૂઆત કરી! રમવાનું બેટ! લઇને તો બાળકો રમ્યા કરે છે, પરન્તુ આ બેટ તો મારી સાથે રમવું શરૂ કર્યું છે! મેં એવાં ઘણાં જાનવર જોયાં છે, ઘણા ચોરોના પત્તા મેળવ્યા છે; લૂટારા, ફાંસીઆ, જુગારી વિગેરેને પકડી જેલની હવા ખવડાવી છે; પરન્તુ આ બેટના જેવો અપરાધી અત્યાર સુધીમાં મારી નજરે પડયો નથી; એ ઘણોજ ભયંકર માણસ છે!"

મિસ્ટર બ્લેકે કુતૂહલવશ થઇને પૂછયું:–"તે કોણ છે? કેવો માણસ છે? વિગેરે તમારી વાતોથી તો સમજાતું નથી. સર્વ વાતો સ્પષ્ટ કહો."

ઇન્સ્પેકટર કુટ્સે કહ્યું. 'જો તે કોણ છે, તે હું જાણતો હોત તો બતાવી દેત; હું તેને વિષે કશું પણ જાણતો નથી. પકડાશે ત્યારે જોઇશ કે તે કેવો માણસ છે. ચાલો જેમ થશે તેમ. હવે અત્યાર સુધી તો જે જે બન્યું છે તે તમને કહું છું. સાંભળો! ત્રણ અઠવાડિઆં પહેલાં મને એક પત્ર મળ્યો હતો."–એમ કહી મિ૦ કુટ્સે ગજવામાંથી કાગળોનું એક બંડલ કાઢી તેમાંનો એક કાગળ મિ૦ બ્લેકના હાથમાં આપ્યો. એ પત્ર ટાઇપરના ઝીણા અક્ષરોથી છાપેલો હતો; પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું.

પ્રિય ઈન્સ્પેકટર કુટ્સ!

આજ કાલ તમારા હાથમાં કોઈ જાસુસી કામ ન હોવાથી મેં વિચાર કર્યો છે કે તમને થોડુંક કામ મેળવી આપું; કારણકે દર મહિને તમે સરકારના ઘણા રૂપીઆ બેઠા બેઠા પચાવ્યા કરો છો અને માત્ર ખાવાપીવા અને સુવામાંજ દિવસ વ્યતીત કરો છો. તમને હમણાં શારીરિક અને માનસિક પરિશ્રમ બિલકુલ કરવો પડતો નથી. એ તમારે માટે યોગ્ય નથી.

"તમને કેવું કામ આપવામાં આવે છે તે જાણવાને માટે તમે વ્યગ્ર થઇ રહ્યા હશો; પણ ગભરાઓ નહીં એ કામ તમારી ઇજ્જતને બટ્ટો લગાડે એવું નથી; કારણકે મેં વિચાર કરી રાખ્યો છે, કે હું એક પખવાડીયામાં ફીલ્ડશાયરની, માર્કવિસ-પત્નીના હીરા, ઝવેરાત ચોરી લઇશ, એ સિવાય હાલવર્ન સેન્ટ્રલ યુનાઇટેડ બેન્કનો જે ખજાનો છે તેમાંથી દસ હજારથી વધારે પાઉન્ડ ઉડાવીશ; મિ૦ સોલોમન ગ્લાડસ્ટન મહાશયનો હીરાજડીત શીરપેચ મારા અધીકારમાં લઈશ એ ઉપરાંત બીજાં પણ એક મૂલ્યવાન દ્રવ્ય ઉપર મારૂં લક્ષ્ય છે; તે બીજું કાંઇ નહીં પણ તમારા પોલીસ ખાતાના ચીફ કમીશ્નર સાહેબ જે એક કિમતી ટાઈ-પીન પહેરે છે તેનું પણ એજ પખવાડીઆંની અંદર હરણ કરવાની ઇચ્છા રાખું છું! તમને પહેલેથીજ ખબર આપવામાં આવે છે; કારણકે ખબર આપ્યા સિવાય બીજા ચોરોની માફક ચોરી કરવી એ મને પસંદ નથી. તમારો હિતચિન્તક "બ્રેટ"

મિ૦ બ્લેક એ પત્ર વાંચી વિસ્મયપણે ઇન્સ્પેકટર કુટ્સના મ્હોં સામે જોવા લાગ્યો. તેની ધારણા એવી હતી કે કોઇએ ખાલી હસવાના ઇરાદાથી આ વગર નામનો પત્ર મોકલ્યો છે. એ માત્ર મશ્કરી ખાતરજ હશે.

પત્રના સંબંધમાં મિ૦ બ્લેકને કાંઇ પણ ન કહેતો જોઇને કુટ્સે કહ્યું. "આપને જો એવો પત્ર મળ્યો હોત તો શું કરત?"

મિ૦ બ્લેકે કહ્યું :—"એવો પત્ર મને મળ્યો હોત તો હું સમજત કે કોઇ મશ્કરી કરનારાએ મજા જોવાને માટે એવો પત્ર લખ્યો છે; શું કોઇ આવું લખીને એ પ્રમાણે કરતું હશે? હું તો એ માનતો નથી."

ઇન્સ્પેક્ટર કુટ્સે કહ્યું:–'હું પણ માનવાને માટે તૈયાર નહોતો; પણ એ ચોરે મારો કાન પકડીને મનાવ્યું છે! કારણ, આ પત્ર મળ્યા બાદ એને માટે સમ્પૂર્ણ સાવચેત રહેવા છતાં, પત્ર મળ્યા પછી ત્રણ દિવસ પછી સાંભળ્યું કે ફીલ્ડશાયરની માર્કવિસ પત્નીના પાંચ હજાર પાઉન્ડના હીરાના અલંકાર ચોરાઇ ગયા છે! પુષ્કળ પ્રયત્ન કરવા છતાં પણ ચોરનો પત્તો લાગ્યો નથી. તેજ અઠવાડીઆમાં ખબર મળી કે હાલવર્ન સેન્ટ્રલ યુનાઇટેડ બેંકના ખજાનામાંથી ગીની અને નોટ મળીને બાર હજાર પાઉન્ડ ચોરાઇ ગયા છે! ચોરનો પત્તો નથી. ગયા અઠવાડીઆમાં મિ૰ સોલોમન ગ્લાસ્ટનનો હીરાનો મહા મૂલ્યવાન શિરપેચ પણ ગૂમ થઇ ગયો છે! ક્યાં ગયો તેનો કાંઇ પત્તો નથી! પરન્તુ સર્વથી અધિક આશ્ચર્યની વાત તો એ છે કે અમારાં પોલીસના વડા સાહેબ સર હેનરી ફ્રેયર ફ્રોકસના આંખોની સામેજ તેમની કિંમતી ટાઇપીન જતી રહી છે. એ સર્વ સાંભળી આ પત્રને માટે તમો શું ધારો?

હવે મિ૰ બ્લેક ખુરશી પર ટટાર થઇને બેઠો અને ચીરૂટના બે ત્રણ દમ ખેંચીને બોલ્યો:–"તમારી એ વાત સાંભળીને તો લાચાર થઇને એ કાગળ પર વિશ્વાસ કરવો પડે છે. ચોરે લખેલી સર્વ વાતો કરી બતાવી. ખરેખર એ કોઇ અઠંગ ઉઠાવગીર અથવા તો અજબ ચાલાક ચોર હોવો જોઇએ."

ઇન્સ્પેક્ટર કુટ્સ ઉત્તેજીત સ્વરથી બોલ્યો:–"હજુ પણ એ ચોરની ચાલાકી પર સમ્પૂર્ણ વિશ્વાસ ન કરો! હો તો સાંભળો. દરેક ચોરીને આગળને દિવસે મને એકેક પત્ર મળ્યો હતો; દરેક પત્ર પહેલાં પત્રનાં જેવાંજ અક્ષરોમાં છાપેલો છે. લ્યો તમે તે વાંચીને સર્વ હકીકત સમજી જશો.

એમ કહીને ઇન્સ્પેક્ટર કુટ્સે ચાર પત્રો મિ૰ બ્લેકના હાથમાં મૂક્યા.

પહેલો પત્ર આ પ્રમાણે હતો:–"પ્રિય ઇન્સ્પેક્ટર કુટ્સ! ફીલ્ડશાયરની માર્કવિસ પત્નિના હીરાનાં ઘરેણાં ચોરાઈગયા છે; તમે તેનો પત્તો કેમ મેળવતા નથી?

"બેટ."

બીજો પત્ર:-' પ્રિય ઇન્સ્પેકટર કુટ્સ ! સેન્ટ્રલ-યુનાઇટેડ બેન્કનાં બાર હજાર પાઉન્ડ લોઢાની પેટીમાંથી ગેપ થઇ ગયા છે. બેંકના માલીકોએ પોકાર કરીને કહ્યું છે, કે જે માણસ ચોરને પકડી આપશે તેને પુષ્કળ ઈનામ આપવામાં આવશે. તમે એ ઈનામ મેળવવાને કેમ પ્રયત્ન કરતા નથી. એ બાર હજાર પાઉંડ કોના હાથમાં તે તો તમે જાણો છો તો પછી પકડવાનો પ્રયત્ન કરવો એ શું ! તમારૂં કર્તવ્ય નથી. ?" "બેટ"

ત્રીજો પત્ર:-"પ્રિય ઈન્સ્પેક્ટર કુટ્સ ! મે તમને અસ્થિર કરી નાખ્યા છે તેને માટે મને દુઃખ થાય છે; તો પણ કર્તવ્યના બંધનને લીધે તમને સૂચના આપવામાં આવે છે કે, પ્રસિદ્ધ ધનાઢ્ય સોલોમન ગ્લાસ્ટનનો બહુમૂલ્ય શિરપેચ ચોરાઇ જવાથી તે અત્યંત કષ્ટથી હાહાકાર કરી રહ્યો છે હું તેના દુઃખમાં આંતરિક સહાનુભૂતિ પ્રકટ કરૂં છું. તો પણ તમને છાની રીતે જણાવવામાં આવે છે, કે એ કામ મારૂં છે. શિરપેચ મારી પાસે તૈયાર છે, તમારા જેવો ગધેડો ઈંગ્લાંડમાં બીજો કોઇ નહીં હોય ! "બેટ"

ચોથો પત્ર:-"પ્રિય ઇન્સ્પેકટર કુટ્સ તમારા વડા સાહેબ એટલે પોલીસ કમિશ્નર સર હેનરી ફેયર-ફોક્સ પોતાની કિંમતી અને સુન્દર ટાઈ-પીન ખોઈને દિવાના જેવા થઈ ગયા છે. એ સમાચારથી મને જરા પણ આશ્ચર્ય લાગ્યું નથી. પીન ઘણીજ સારી છે. એ ઘણું કરીને સર હેનરીએ પોતાની ચતુરાઇના ઇનામમા મેળવી હતી એવી વસ્તુ ખોવાઇ જવાથી કોને દુઃખ ન થાય? એ વસ્તુ મને ઘણીજ પસંદ પડી છે, પરંતુ અડચણ એ નડે છે, કે હું તેને ખુલ્લી રીતે વાપરી શકતો નથી; પકડાઇ જવાના ભયથી હું તે વાપરતો નથી એમ નહીં પણ ચોરીને બટ્ટો લાગે એ ભયથી વાપરતો નથી."

તમારો "બેટ"

મિ૦ બ્લેકે એક એક કરીને સર્વ પત્રો વાંચ્યા. વાંચીને તેનું કુતુહલ બહુ વધી ગયું. આ ઠગ ઉઠાવગીર તસ્કરની અદ્ભુત હરીફાઇ જોઇને પોતાનાં આશ્ચર્યનું ને દમન કરી શકયો નહીં. તે મનમાંજ બોલ્યો:- "હા; સાચો ચોર એજ છે, અત્યાર સુધીમાં પુષ્કળ ચોરીઓ અને લૂંટો પાડી છે પણ આવો ચાલાક ચોર મેં કદી પણ જોયો નથી. હવે મને યાદ

આવે છે કે મેં કેટલાક દિવસો ઉપર વર્તમાન પત્રોમાં આ સર્વ ચોરીની હકીકત વાંચી હતી; પરન્તુ એ ચોરીમાં આટલું રહસ્ય છે એવી કલ્પના પણ કરી નહોતી! એ ચોરને પકડવાનું કામ સ્કોટલેન્ડ યાર્ડના પ્રખ્યાત ડીટેક્ટીવોને સોંપાયું હશે એવું અનુમાન કરી એ સંબંધમાં હું નિશ્ચિંત હતો.

પણ મી૦ "કુટ્સ! ખરેખર આ અદ્દભૂત બાબત છે! તમારે પણ કીર્તી સંપાદન કરવાની તક છે આવાં સાહસી ચોર પકડવાને માટે સર્વને લાગ મળતો નથી; એવો લાગ તો કોઇ વીરલાનેજ મળે છે; જો તમે કોઇ યુક્તિથી એને પકડો તો તમારી ખ્યાતિ આખા ઈંગ્લંડમાં પ્રસરી રહેશે"

ઇન્સ્પેક્ટર કચવાઇને બોલ્યો:—ખ્યાતિ ચૂલામાં જાય! મારી સર્વ વાતો સાંભળીને તમારાં મનમાં ઇર્ષ્યાને બદલે કરૂણાજ ઉત્પન્ન થશે. એ વિકટ ચોરે મને દિવાનો બનાવી દીધો છે, અને તેના અત્યાચારોથી તો હું ગભરાઇ ગયો છું. જુઓ કાલેજ સન્ધ્યા સમયે એક બીજો પત્ર મળ્યો છે."

એટલું કહીને મિ૦ કુટ્સે પહેલાના જેવાજ અક્ષરોમાં છાપેલો એક કાગળ કાઢી બ્લેકના હાથમાં આપ્યો તેમાં લખ્યું હતું કે:—

"પ્રિય ઈન્સ્પેકટર કુટસ! હું તમને એટલો બધો ચાહું છું કે મારી ગુપ્ત વાતો તમને કહ્યા વિના મારૂં મન માનતું નથી! એટલા માટે હું તમને બીજી એક ગુપ્ત વાત કહું છું. 'નરવુડ' નામનાં સ્થાનમાં આર્ડોઈન નામક વિશાળ ભુવનમાં એક ધનાઢય માણસ રહે છે; તેનું નામ એન્ટની ડેવિજેસ છે, જો કે તે અગાધ સમ્પત્તિવાન છે પરન્તુ કંજુસોનો તે સરદાર છે તે વૃદ્ધનો મિજાસ પણ ગરમ છે. સંસારમાં જેટલા કિમતી હીરા અને રત્નો છે તેનો તે પાણીની માફક પૈસા ખર્ચી સંગ્રહ કરે છે. એ પ્રમાણે તેણે પોતાના ધન ભંડારમાં અસંખ્ય હીરા અને રત્નો એકઠાં કર્યાં છે. એ સર્વમાં કમોડ ડયુવેલના હીરા અને રત્નો સર્વથી અધીક મૂલ્યવાન અને સુન્દર છે. એ હીરા અને રત્નોને હસ્તગત કરવાનો મારો દ્રઢ નિશ્ચય છે; એટલા માટે મેં નક્કી કર્યું કે આજ રાત્રે નવ વાગે તે કંજુસ ધનવાનના ઘરમાં પેસી મારો સંકલ્પ હું પૂરો કરીશ. આજ રાતના આઠ વાગે આ પત્ર તમને મળશે તે

વખતે હું વિક્ટોરીયા સ્ટેશનથી ટ્રેઈનમાં બેસી ત્યાં જઇશ. તેથી તમે પણ એજ ટ્રેનમાં આવી મને પકડજો. જો તમે એ ત્રેઈનમાં આવશો તો રાતના નવ વાગે એ કંજુસના ઘરમાં તમને મારો મેળાપ થશે. તમે વેસ્ટ નરવુડ સ્ટેશન પર ઉતરી કોઈપણ કોન્સ્ટેબલને ત્યાંનું ઠેકાણું પૂછશો તો તુર્તજ તે તમને તે ઠેકાણે પહોંચાડી દેશે. આશા છે કે આ આમંત્રણને તમે જરૂર સ્વીકાર કરશોજ." તમારો "બેટ."

મિ૦ બ્લેક એ પત્ર વાંચી ઉત્તેજીત સ્વરથી બોલ્યો:–"જુડી વાત. ચોર પોતાને પકડવા માટે પોતેજ પોલિસને આમત્રંણ કરે! પોલીસની સાથે કયાં અને કયારે મેળાપ થશે તેનો ટાઇમ પણ બતાવે એ વાત પર શું વિશ્વાસ રખાય? આમાં તો તેણે અવશ્ય તમારી મશ્કરીજ કરી છે.

મિ૦ કુટ્સ કાંઇક આવેશથી બોલ્યો; "જો મજાક કરી હોત તો અત્યાર સુધી તેણે જેટલા પત્ર લખ્યા છે તેને પણ મજાકજ સમજવી જોઇએ પ્રિય મિ૦ બ્લેક! જો એણે મજાકજ કરી હોત–તો હું બચી જાત પણ એ મજાક નથી. હું કેવાં કષ્ટમાં પડયો હતો તેનું માપ તમે હમણાંજ સર્વ હકીકત. સાંભળી સમજી શકશો. કાલે આઠને પાંચ મિનિટે એ–કાગળ મને મળ્યો હતો. પત્ર વાંચતાંજ હું સમજી ગયો કે એમાં જે કાંઇ લખ્યું છે તે બેટ સત્ય કરી બતાવશે પહેલી વારની ઘટનાઓથીજ એ વાત મારા હૃદયમાં ઠસી ગઇ હતી. એટલા માટે એક ગાડી ભાડે કરી હું સ્ટેશન પર ગયો અને વિક્ટોરીયા સ્ટેશનથી સવા આઠ વાગાની ગાડીમાં બેસી નવ વાગ્યા પહેલાં હું નરવુડ સ્ટેશનપર પહોંચી ગયો. સ્ટેશનથી બહાર નીકળ્યા પછી 'આર્ડીઇન હાઉસ' પાસે પહોંચતાં મને ઝાઝો વિલમ્બ થયો નહીં. જ્યારે હું તે મકાનની સામે પહોંચ્યો ત્યારે નવ વાગ્યામાં ત્રણ મિનિટ બાકી હતી. ધડકતે હૃદયે હું તે ઘરના દરવાજામાં પેઠો આશા અને શંકાથી મારી છાતી ઉછળી રહી હતી. ચોર એટલી સહેલાઇથી પોતાની ઇચ્છાપુર્વક મારાથી પકડાઇ જશે એ વાત પર હું એકાએક વિશ્વાસ કરી

શક્યો નહીં પરન્તુ મને એવો પણ વિશ્વાસ હતો કે ચોરને દેખતાંની સાથેજ હું કેદ કરી લઇશ! હું ઉત્સાહ પૂર્વક ઘરમાં પેઠે ઘરમાં પેસતાંજ એક પાકા બાલવાળો નાકપર ચશ્મા પહેરેલો વૃદ્ધ માણસ હાંફતો હાંફતો મારી સામે આવીને બોલ્યો; 'જલ્દી પોલીસને બોલાવી લાવો ઘરમાં ચોર પેઠો છે. તે ઘરમાં પેઠા પછી મેં દ્વાર બન્ધ કરી દીધાં છે અને અહીં દોડતો આવ્યો છું હવે તે ત્યાંથી નાસી શકશે નહીં; કૃપા કરીને ઉતાવળથી પોલીસને બોલાવો કે તુર્તજ ચોરને સહેલાઇથી પકડી શકાય!"

મેં તે વૃદ્ધને બારીક દૃષ્ટિથી જોતાં કહ્યું તમે કોણ છો?

વૃધ્ધે કહ્યુ. "હું જ આ ઘરનો માલીક એન્ટની ડેવિજેસ છું. તેનું નામ સાંભળી તેને વધારે પૂછવાનું મેં યોગ્ય ધાર્યું નહીં. મેં તેને મારી ઓળખાણ આપી, અને હું એકદમ તે બન્ધ ઓરડા તરફ દોડયો. મારા આનંદ અને ઉત્સાહની સીમા રહી નહીં હું સમજ્યો કે બેટ જાળમાં સપડાયો છે તેને હવે તુર્તજ પકડવો જોઇએ! તે વૃદ્ધ મારી સાથે દોડીને ઉપર જણાવેલા ઓરડાના દ્વાર પર આવ્યો અને મારા હાથમાં "ચાવી" આપી ગભરાતાં બોલ્યો. "મહેરબાન! ચોર આજ ઓરડામાં છે પણ સાવધાન! ચોર જુવાન અને સર્વ હથીઆરોથી સજ્જિત છે તમે જરા સાવચેતીથી ઓરડામાં પેસજો.

"હું તે વખતે અત્યંત ઉત્તેજિત થઇ રહ્યો હતો. ઓરડામાં જતાંની સાથેજ ચોર મારા ઉપર આક્રમણ કરશે કે નહીં એવી શંકાની તો મારા મનમાં કલ્પના પણ નહોતી! મેં ત્વરાથી તે ઓરડાનો દરવાજો ઉઘાડયો અને નિશ્ચય કર્યો કે અંદર જતાંજ ચોર પર તૂટી પડી તેને પોતાનો બચાવ કરવાનો વખતજ મળવા દઇશ નહીં. અંદર જઇ તે ઓરડામાં હું ચોરને શોધી રહ્યો હતો એટલામાં એકદમ મારી પીઠપર જબરજસ્ત ફટકો પડયો! તે ફટકાથી લથડીઆ ખાતો હું એક લોઢાની પેટી પર પડયો; માથામાં એવું વાગ્યું કે હું એકદમ બેહોશ થઇ ગયો! ઉઠવાની શક્તિ જતી રહી! કેટલોક વખત સુધી હું એવીજ અવસ્થામાં પડી રહ્યો!

પણ જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જોયું કે સામે સર્વ પેટીઓ ઉઘાડી પડી છે અને ઓરડાનાં બારણાં બન્ધ છે હું સમજ્યો કે આજ ઓરડામાં ચોરને કેદ કરતાં હું કેદ થયો છું."

મિ૦ બ્લેક એ અદ્‌ભુત વાત સાંભળીને આશ્ચર્યચકિત થઇને બોલ્યો "ત્યારે તો તે વૃધ્ધ ઘરનો માલીક એન્ટની ડેવિજેસ નહોતો એજ ખરૂં ને ?"

ઇન્સપેક્ટર કુટ્સે કહ્યું:–"નહીં, તે ઘરનો માલીક ન હોતો, તે તો બેટ પોતેજ હતો. ઘરનો માલીક તો એ વખતે ઘેર હતોજ નહીં, એજ દિવસે તેને પણ એક જુઠો તાર મળ્યો હતો, તેમાં લખ્યું હતું કે:– તમારા ભાઇ નૅરોબરીમાં કોઇ અસાધ્ય રોગથી પીડાઈ રહ્યા છે. જલ્દી આવો." એ પણ બેટની ચાલાકી હતી. તાર મળતાંજ વૃધ્ધ તુર્તજ પોતાના ભાઇને જોવા ચાલ્યો ગયો. ત્યાં ગયા પછી તે વૃદ્ધને બીજો તાર મળ્યો, તેમાં લખ્યું હતું કે "તમારા ઘરમાં નવ વાગે એક ચોર ચોરી કરવા આવવાનો છે તુર્તજ આવીને પોલીસની મદદથી તમારે તેનો બંદોબસ્ત કરવો." એ તાર મળતાં એન્ટની બે કોન્સ્ટેબલોને લઇને સવા નવ વાગે પોતાને ઘેર આવ્યો અને મનેજ ચોર જાણી પોલીસને સોંપી દીધો। પેટીઓ તપાસતાં તેને જણાયું કે તેનો સર્વ નાશ થઇ ગયો! હીરા, રત્નો હીરાજડિત સુવર્ણના અલંકારો એ સર્વ સત્ય હકીકત સમજાવી આખરે કહ્યું હું તો ઇન્સપેક્ટર કુટ્સ છું."–હવે થાણાના સર્વ અમલદારો, મારી ચોર પકડવાની આ બહાદુરી સાંભળી મારી મશ્કરી કરે છે. તેઓને મારૂં મ્હોં બતાવવાનું પણ મને ભારી થઇ ચારાઇ ગયા છે કોન્સ્ટેબલો મને પકડી ખેંચવા લાગ્યા, મેં તેઓને પડયું છે. માત્ર એટલુંજ નહી પણ આજ પ્રાતઃકાળમાં મને એક ફોટો મળ્યો છે તે જોઇને તો હું મુડદાં જેવો થઇ ગયો છું. મેં ધાર્યું હતું કે ફોટો કોઇને દેખાડીશ નહીં સંતાડી રાખીશ, પરન્તુ થાણામાં પણ એની કોપી પહોંચી ગઇ છે. તેને જોઇને સર્વ અમલદારો હસી હસીને

ગાંડા થઇ ગયા છે. તેઓએ મને તો ગાંડોજ બનાવી દીધો છે.'

મિ૦ બ્લેકે કહ્યું:–"તે ફોટો કોનો છે? અને કોણે મોકલ્યો ?"

એ સાંભળી ઇન્સ્પેક્ટર કુટ્સે ગંભીર ભાવથી ગજવામાંથી એક ફોટો કાઢી બ્લેકની સામે મૂકી દીધો. મિ૦ બ્લેકે વિસ્મયતાની દ્રષ્ટિથી જે કાંઇ જોયું તેનાથી તે પણ પોતાનું હસવું ખાળી શક્યો નહીં તેણે જોયું કે ઉઘાડી પડેલી પેટીની સામે ઇન્સ્પેક્ટર કુટ્સ લોથપોથ થઇ પડયો છે તેના બન્ને પગો ઉંચા થઇ રહ્યા છે અને મોંઢા પર ભય અને વિસ્મયતા છવાઇ રહ્યાં છે, ફોટાની નીચે રબરના ઝીણા અક્ષરોથી છાપેલું હતું કે "ઇન્સ્પેક્ટર કુટ્સનું ચોરને પકડવું." એ ફોટાની સાથે એવાજ પ્રકારના અક્ષરોથી છાપેલો એક કાગળ પણ હતો–તેમાં લખ્યું હતું કે:—

"પ્રિય ઇન્સ્પેક્ટર કુટ્સ! મને વિશ્વાસ છે કે તમારી કાર્ય કુશળતાનો પરિચય આપનાર આ ફોટો જોઈને તમે અવશ્ય ખુશી થયા હશો! ગઈ રાતે ચોર પકડવાને ગયા ત્યારે તમારી જે હાલત થઇ હતી તેનોજ એ ફોટો છે. ઉતાવળને લીધે ફોટો સારો ઉતર્યો નથી. 'સ્નેપશોટ'થી જેવો ઉતરી શક્યો તેવોજ મોકલ્યો છે. હીરા રત્નો વગેરે મને મળી ગયા છે. મને આશા છે કે તમને વધારે વાગ્યું નહીં હોય, કૃપા રાખશો–જલદીથી મારો પત્ર તમને મળશે."

તમારો અકૃત્રિમ હિતૈષી "બેટ."

પત્ર વાંચીને મિ૦ બ્લેકનું મ્હોં લાલ થઇ ગયું. હસવાનો પ્રસંગ જોઇએ તેવો હોવા છતાં પણ ઇન્સ્પેક્ટર કુટ્સની દુઃખદ સ્થિતિ જોઇને તે વધારે દુઃખી થયો; પરન્તુ ઇન્સ્પેક્ટર કુટ્સે બ્લેકના એ વિચારનો જુદોજ અર્થ કર્યો. તે સમજ્યો કે મિ૦ બ્લેક મારી દુર્ગતિની વાત સાંભળીને મનમાં હસે છે. તેથી ક્રોધિત થઇ અત્યંત ઉત્તેજિત સ્વરે તેણે કહ્યું:–"તમે મારો એ ફોટો જોઇને મનમાં હસી રહ્યા છો, પણ મારે બદલે જો તમારી એવી દુર્ગતિ થઇ હોત તો તમે તમારાં હૃદયની અવસ્થા સારીરીતે સમજી શકત.'

મિ૦ બ્લેકે તેને સમજાવતાં કહ્યું:–' મીસ કુટ્સ! ઘણાં દુઃખથી કહેવું.

પડે છે કે તમે દરેક વાત વગર વિચાર્યેજ કહી નાખો છો! શું હું તમારો દુશ્મન છું કે તમારા દુઃખ પર હસું? તો પણ એ વાત તો મારે માનવીજ પડશે કે જે આ ફોટાને જોશે તે હસ્યા વગર રહેશે નહી. મારી સમજ પ્રમાણે તમે પણ એનો સ્વીકાર કરી શકશો નહીં. આ ફોટો હસવા જેવાં દેખાવનો છે, જે ચોરે તમારી એવી દુર્ગતી કરી છે તેનું સાહસ અને બુધ્ધ જોઇને તેની પ્રશંસા કર્યા વિના મારાથી રહેવાતું નથી. એવો સાહાસી, બુધ્ધવાન અને રસિક ચોર મેં ક્યાંય પણ જોયો નથી! જે અવસ્થામાં જે નાના ઓરડામાં આ ફોટો લેવામાં આવ્યો છે, તેનો વિચાર કરતાં જણાય છે કે એ વિદ્યામાં પણ ચોર નિપૂણ છે, ફોટો બહુજ સરસ લીધો છે."

ઇન્સ્પેક્ટર કુટ્સ છબીની પ્રશંસાથી વધુ વ્યગ્ર થઇને બોલ્યોઃ-"ઓહ! એ હતભાગી ચોરે મને કેવું દુઃખ દીધું છે, તેને માટે તો તમે એક શબ્દ પણ બોલતા નથી પણ ઉલટા છબીના વખાણ કરી રહ્યા છો. હું આજે હીં આ ફોટાના વખાણ સાંભળવા આવ્યા નથી, તમો એ જોઇને ચોર તરફ તિરસ્કાર બતાવશો એમ ધારતો હતો જ્યારે હું ઉલટો જોઇ રહ્યો છું કે તમારી અધિક સહાનુભુતિ તો ચોર તરફ દેખાય છે."

મિ૦ બ્લેકે કહ્યું:-"નહીં કુટ્સ! ચોર પ્રત્યે મારી જરા પણ સહાનુભુતિ નથી, પણ કરૂં શું? તેની વીરતાનાં વખાણ કર્યા સિવાય રહેવાતું નથી," આમ કહી આગળ કાંઇ પણ વધુ ન બોલતાં મિ૦ બ્લેક ગંભીર ચિન્તામાં લીન થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે:-'આ ચોર કોણ હશે? ખરેખર એ કોઇ સાધારણ ચોર નથી! આત્મશક્તિ પર એનો અગાધ વિશ્વાસ હશે. એ ભયંકર ધૂર્ત અને ચાલાક જણાય છે અને પોલીસના આંખમાં ધૂળ નાખવામાં વધારે ચતુર છે એની ચોરી કરવાની નવી નવી વાતો, એના સુલભ કાર્યનો પરિચય આપે છે અને તેમાં વિલક્ષણ હાસ્ય પણ છે. વાહ! લંડનમાં કેટલાક દિવસો સુધી એની નવી નવી ઘટનાઓનો

ખૂબ હેવાલ સાંભળવામાં આવશે એ અસાધારણ ચોર સર્વોત્તમ ડીટેકટીવને પ્રતિસ્પર્ધિ બનવાને અયોગ્ય નથી. જો કે મારી ઇચ્છા ફરી કાર્યક્ષેત્રમાં ઉતરવાની નથી તો પણ તેને પકડવાનો લોભ હું અટકાવી શકતો નથી."

મિ૦ બ્લેકને ચિન્તાતુર જોઇને ઇન્સ્પેકટર કુટ્સે કહ્યું:–"મિ૦ બ્લેક! તમે અમારા સરદાર છો તમે અનેક સંકટોમાં અમને મદદ કરી ઘણીવાર અમારાં સન્માનની રક્ષા કરી છે. પરન્તુ આવા સંકટ સામે કોઇપણ વખત થવું પડયું નથી. ચોરના હાથથી આવું અપમાન કોઇ વખત લાગ્યું નથી. આ વખતે પણ તમારા તરફથી યોગ્ય સહાયતા મળશે એવો વિચાર કરીનેજ હું આવ્યો છું થોડુંક કષ્ટ વેઠીને પણ તમારે એ ચોરને પકડવો પડશે. તેને પકડશો નહીં તો મારા માન-ગૌરવનો સર્વ નાશ થઇ જશે; અને આ ચોર પણ જરામાં મારો પીછો છોડશે નહીં. પોલીસના નાના મોટા અમલદારો તરફથી રોજ મશ્કરી ખમી મારે એક દિવસ મારી નોકરી ગુમાવવી પડશે. જો ફરીથી મારે આવું અપમાન પામવા વખત આવશે તો જરૂર તમે મને ગાંડાના હોસ્પીટલમાંજ જોઇ શકશો. હમણાં પણ હું થોડો તો ગાંડો થઇ ગયો છું. રાત, દિવસ, ખાતા, પીતાં, સુતાં બેસતાં મારા હૃદયમાં એ બેટનીજ વાતો ઘુંટાયા કરે છે અન્ય કોઇ બાબત પર મને વિચાર કરવાનો વખતજ મળતો નથી. અરે પોસ્ટમેનને જોતાંજ મારા મનમાં એવી શંકા ઉઠે છે કે બેટનો પત્ર તો નહીં આવ્યો હોય? અને તે પત્રમાં તેણે એમ તો નહીં લખ્યું હોય કે આ વખતે મેં (બેટે) બકિંમ રાજભવનમાં ચોરી કરવાનો સંકલ્પ કર્યો છે અને રાજાના કોહીનુર જડિત મુગટનું અપહરણ કરવાનો મજકુર તેમાં લખ્યો છે. વસ્તુતઃ તેની ધૃષ્ટતા અને અદ્‌ભુત સાહસ જોઇને મનમાં એમ થયા કરે છે કે તેને માટે કોઇ પણ કામ અઘરૂં નથી. તેની ઇચ્છા થાય તો ઇગ્લાંડની બેન્ક પણ તે લૂટી શકે, એટલા માટે રબરના અક્ષરોમાં છાપેલો કાગળ જોતાંજ મારા હૃદયમાં ભયનો

કંપ થઇ આવે છે. ડરતાં ડરતાં હું તે પત્રને ફોડું છું. સાંભળ્યું છે કે નિહિલીસ્ટ લોકો કાગળમાં બોંબનો મસાલો મૂકી રૂશિયાના સમ્રાટ પર તે કાગળો મોકલ્યા કરતા હતા, ને કાગળ ફોડનાર મંત્રીઓની જે હાલત થતી હતી તેનો વિચાર કરી–એવા કાગળ પત્રથી હવે હું બહુજ ડરૂં છું મને ખાત્રી છે કે, બેટ મારો પીછો છોડવાનો નથી; એકાદ બે દિવસમાં એક નવો પત્ર અવશ્ય આવશે, કેટલાક દિવસોની અંદર એ અતુલ સાહસી ચોરે ભિન્ન ભિન્ન ઠેકાણે પાંચ ચોરીઓ કરી છે. દરેક ચોરીમાં તેની આશ્ચર્યજનક ચાલાકી જણાઇ આવે છે. એ ચોરીઓ પકડવાનો ભાર મારા ઉપર મુકવામાં આવ્યો છે. પરન્તુ આજ સુધીમાં હું એક પણ ચોરી પકડી શકયો નથી. એટલુંજ નહીં પણ આજ સુધીમાં ચોર કોણ છે તે પણ હું જાણી શકયો નથી, ઉલટો તે મારાં નાકે દમ આણી રહ્યો છે. તેને પકડવા જતાં હુંજ પકડાઇ ગયો છું. કૃપા કરીને મને આ આફતમાંથી ઉગારો.”

મિ૦ બ્લેક કુટ્સની વાતો ચુપચુપ સાંભળી અને બુઝાઇ ગયેલી ચીરૂટ સળગાવી પીવા લાગ્યો. ત્યાર બાદ બેચાર વાર ધૂમાડાનું એન્જીન ચલાવી ધીરે ધીરે તેણે કહ્યું:–“મિ૦ કુટ્સ! તમે મારી મદદ માગવા આવ્યા છો એને માટે હું ખુશ છું. છેલ્લાં કેસ પછીથી મેં નિશ્ચય કર્યો હતો કે હવે હું ડીટેકટીવપણું કરીશ નહીં અને એનાથી સદા દૂરજ રહીશ પરન્તુ આ થયેલી ચોરીની તમારા મુખે વાત સાંભળી મારે એ નિશ્ચય છોડી દેવોજ પડશે મેં અત્યાર સુધીમાં ઘણા ચોરો અને લૂટારાઓ જોયા છે, ઘણી ચોરીઓ પકડી છે, પરન્તુ આવો ચોર મારે માટે નવો છે, એને પકડવાની લાલસા રોકવી એ મારે માટે અત્યંત મુશ્કેલ છે. એટલે હું આનંદથી તમોને મદદ કરીશ. તમારી વાતો સાંભળીને મારૂં કુતુહલ અત્યંત પ્રબળ થઇ ઉઠયું છે. એ બેટ કોણ છે? તે જાણવાને માટે હું અધીર થઇ રહ્યો છું. ગમે તેમ કરીને હું તેને પકડીશ નહીં તો મારૂં મન અસ્થિરજ રહેશે.

મિ૦ બ્લેકની વાત સાંભળીને ઇન્સ્પેક્ટર કુટ્સનો ચહેરો હર્ષથી ખીલી ઉઠયો; તે શીર નમાવીને બોલ્યો:—"આપ મારા જેવાં આપત્તિમાં સપડાયલા પર એવી કૃપા કર્યાજ કરો છો. આજે તમારી વાતો સાંભળીને મારા મરવા પડેલા દેહમાં પુનઃ જીવનનો સંચાર થયો છે, મિ બ્લેક તમે મને મદદ કરશો, એ સાંભળીને મને આશા થાય છે કે એ પાપી હવે લોકોનો સર્વ નાશ કરી શકશે નહીં. જલદી એને જેલમાં જવું પડશે તેને જેલમાં પહોંચાડયા શિવાય હું સુખથી સુઇ શકીશ નહીં.

મિ૦ બ્લેક એ વખતે કાંઇક વિચાર કરી રહ્યો હતો. ઇન્સ્પેક્ટર કુટ્સની વાતોપર તેણે ધ્યાન આપ્યું નહીં. તે ધીરે ધીરે કહેવા લાગ્યો:—કુટ્સ! તમે અધીરા ન થાઓ; આજ રાત્રે તમે નિરાંતે સુઇ જજો. કોઇની પણ વાત ન સાંભળતાં, સ્થિર ચિત્તથી તમારૂજ કામ કરીશ. તમોને ખાત્રી છે કે બેટ તમને પત્ર મોકલશે, જો તે પત્ર મોકલે તો તે મળતાંજ મને ટેલીફોનથી ખબર આપજો. પરન્તુ સર્વથી પહેલાં હું-બેટે કરેલી તમામ ચોરીઓનો હેવાલ શરૂથી આખર સુધી જાણવા માંગુ છું. તમે તેનો વિસ્તારપુર્વક રિપોર્ટ લખીને મારી પાસે મોકલી દેજો તેનાથી મને એ ચોર પકડવાનુ કામ સહેલું થઇ પડશે વારૂ અત્યાર સુધી બેટે જેટલા પત્ર તમારા ઉપર મોકલ્યા હતા તેના પર સરનામું કેવું હતું. કવર ઉપર કયી કયી પોસ્ટ ઓફીસની છાપ હતી?"

ઇન્સ્પેક્ટર કુટ્સે કહ્યું:—"દરેક ઉપર મારૂં નામ અને ઠેકાણું રબ્બરના અક્ષરોમાંજ છાપેલું હતું. અને સર્વ પત્રો પર એકજ પોસ્ટની છાપ હતી અને તે છાપ 'વેસ્ટ'ની હતી."

ત્યાર પછી કુટ્સ મિ૦ બ્લેકની રજા લઇ ચાલ્યો ગયો. તેના ગયા પછી મિ૦ બ્લેક મનમાં ને મનમાં બેટનાં વિચિત્ર કામોની પ્રશંસા કરી રહ્યો હતો. તેજ વખતે પાસેના ટેલીફોનની ઘંટડી ટનનૂનનનન્ કરતી વાગી ઉઠી.

મિ૦ બ્લેક ટેલીફોન પાસે ગયો અને ભૂંગળાને કાને લગાડી પૂછ્યા

લાગ્યો:–"તમે કાણુ છો ? શું કહો છો ?"–ટેલીફોનથી અવાજ આવ્યો:– "તમે કાણુ છો ? શું! તમે રોબર્ટ બ્લેક છો ?"

મિ૦ બ્લેકે કહ્યું;–"હા; હું બ્લેકજ છું; તમે કાણુ છો ?" આ વખતે જવાબમાં પહેલાં મિસ્ટર બ્લેકને મોટેથી હસવાનો અવાજ સંભળાયો ત્યાર પછી સ્પષ્ટ સ્વરમાં ઉત્તર આવ્યો:–હું કાણુ છું તે તમે જાણવા માંગો છો? તો સાંભળો કુટ્સની કમબખતી કરનાર હું પોતે ! મારૂં નામ બેટ."

## પ્રકરણ—૨ જું............................શાહુ ચોર!

મિ. બ્લેકે ટેલીફોનથી જે કાંઇ સાંભળ્યું તે તેની કલ્પનાની બહારનું હતું તેમાં હદ વગરની અજાયબી હતી. બેટ ટેલીફોનથી વાતચીત કરી રહ્યો છે એમ જાણીને તેના હાથમાંથી ફોનનું ભૂંગળું પડી ગયું! તેની વાચાશક્તિ બન્ધ થઇ ગઇ. તે મોહાન્ધની માફક ટેલીફોનની સામે જોઇ રહ્યો. ત્યાર પછી બેટ શું કર્યું અને શું કહ્યું તે તેનાથી સંભળાયું નહીં પહેલાં તે એમ સમજ્યો કે કોઇ મિત્ર મશ્કરી કરે છે; બેટ મને શા માટે બોલાવે? કારણ પોતાની સાથે બેટને જરાપણ ઓળખાણ નહોતી, તેમજ "બેટ" પોતાની મેળે સ્વેચ્છાથી વાતચીત કરવા આવે એ પણ સંભવ નહોતો; પરન્તુ એ વખતે તે અસંભવિત બાબત પણ સંભવિત થઇ ગઇ. એથી તે અજાયબીમાં ગરકાવ થઇ દીગમૂંઢની માફક ઉભો રહ્યો. પરન્તુ એની હાલત ઘણો વખત સુધી એવી રહી નહીં તેણે મનને સ્થિર કરી ટેલીફોનનું ભૂંગળું ફરીથી કાને લગાડયું અને ચંચળ સ્વરે પૂછ્યું:–બેટ! બેટ કોણ ?"

ઉત્તર આવ્યો:–મિ૦ બ્લેક! તમે અજાણ શા માટે થાઓ છો? તમે શું આ નામ પહેલવહેલુંજ સાંભળ્યું? મારી સાથે અસત્ય વાત કરવાથી તમને લાભ થવાનો નથી. પાંચ મીનીટ પહેલાંજ ઇન્સ્પેકટર

સાથે સલાહ મસલત કરતો હતો અને હું સારી રીતે જાણું છું કે એ સલાહ મસલત ઘણા વખત સુધી મારે વિષેજ થઇ હતી કેમ? એ ખરૂં ને?"

બેટની વાત સાંભળીને મિ૦ બ્લેક કંપી ઉઠયો, અને હોઠ દબાવી વિચારવા લાગ્યો:-"બેટ શું કેઇ દૈવી શક્તિ મેળવેલો માણસ હશે! કે ઇન્સ્પેક્ટર કુટસની સાથે જે વાત થતી હતી તે એ સાંભળતો હતો?"

તેનો ઉત્તર ન મળવાથી બેટે ફરી કહ્યું "તમે કેમ ચૂપ થઇ ગયા? શું હું જુઠું બોલું છું?"

મિ૦ બ્લેકે ધીમેથી કહ્યું. "તમારૂં કહેવું ખરૂં છે; પણ તમે કેમ જાણ્યું કે કુટ્સ મારી સાથે વાત કરી રહ્યો હતો?"

બેટે કહ્યું. "કેમ જાણ્યું તે પુછશોજ નહીં હું તમારી સર્વ વાતો જાણું છુ, એટલુંજ નહીં પણ તમારી ગુપ્તમાં ગુપ્ત વાતો પણ મારાથી અજાણી નથી કુટ્સે તમને તેનો પેલો ફોટો દેખાડયો હતો?"

મિ૦ બ્લેકે કહ્યું. "એ હકીકત જાણવાથી તમને શો ફાયદો?"

બેટે કહ્યું. "ફાયદો કે નુકશાનને માટે હું પુછતો નથી; પરન્તુ ફોટો કેવો હતો તેજ જાણવા માંગુ છું કુટ્સને મેં લાત મારી ઝવેરીના ઓરડામાં ધકેલી દીધો તે વખતની તેની સ્થિતિ ખરેખર જોવા જેવી હતી. હું ધારૂં છું કે તે છબી જોઇને તમને હસવું આવ્યા વગર રહ્યું હશે નહીં?"

મિ બ્લેક વિચાર કરવા લાગ્યો:-ઉફ, "આ જીવનમાં આવો પ્રસંગ અને તે પણ ચોર સાથે મેં કદી જોયો નથી." એને શું જવાબ આપું?

મિ૦ બ્લેકને નિરૂત્તર જોઇને બેટે કહ્યું:-"મિ૦ બ્લેક તમે જશો નહીં મારે તમારી સાથે બહુ વાતો કરવી છે કારણ કે ભવિષ્યમાં હવે મારે તમારી સાથે કામ લેવાનું છે. તમે પ્રખ્યાત ડીટેકટિવ છો; તમને તમારી શક્તિ પર પૂર્ણ વિશ્વાસ છે. પણ હું તમારા તે વિશ્વાસને નષ્ટ કરીશ. તમારા ગર્વનું ખંડન કરીશ અને તમને મારી મુઠીમાં દબાવીશ."

મિ. બ્લેક ગુસ્સાથી બોલી ઉઠયો:–"શું! તમે મને મુઠીમાં દબાવશો?"

બેટે કહ્યું; "હા; મારામાં એટલી શકિત છે કે, હું તમને એક બજારમાંથી ખરીદી બીજા બજારમાં વેચી શકું છું. મારી આ વાતનું પ્રમાણ તમને થોડા વખતમાંજ બતાવવામાં આવશે."

બ્લેકે આવેશ યુક્ત સ્વરે કહ્યું; "હું કુટ્સ નથી; મારાથી સાવચેત રહીને વાત કરો!"

બેટ બોલ્યો:–"હું સમ્પૂર્ણ સાવચેત છું. કુટ્સને પણ તમારા જેટલું અભિમાન હતું પણ બે એક બાબતોમાં મેં તેને દિવાનો બનાવી દીધો છે તેથી હવે તેને અધિક સતાવવામાં લાભ નથી. તમે તેના કરતા ઉચ્ચ દરજ્જાના ડીટેકટીવ છો તેથી તમારી સાથે બે એક ચાલાકી રમવામાં મને આનંદ મળશે. હું જાણું છું કે મારા જેટલી શકિત તમારામાં નથી પણ મારી બરોબર કાંઇક તમે છો તેથી આ વખતે હરિફાઇના ક્ષેત્રમાં ઉતરવાને તમનેજ આમંત્રણ કરૂં છું કેમ એ ઠીક છે ને?"

મિ૦ બ્લેકે ચીડવાઇને કહ્યું:–"તમે મને તમારી બરોબરીનો ગણો છો? ઠીક છે."

બેટે કહ્યું:–"બીજાં માણસો કરતાં તમારામાં બુદ્ધિ છે; પણ મેં તમારી બુદ્ધિનો અંગત પરિચય હજી લીધો નથી. સાંભળ્યું છે અને પેપરોમાં વાંચ્યું છે કે તમે અસાધારણ શકિતવાળા ડીટેકટીવ છો. તમારી પ્રશંસા સાંભળીને એકવાર તમારી બુદ્ધિની પરીક્ષા કરૂં. આશા છે કે તમે એથી નારાજ થશો નહીં. જો મારી વાતો સાંભળી તમે ડરી ગયા હો તો તેનો ખુલ્લોજ સ્વીકાર કરી દો."

મિ૦ બ્લેકે કહ્યું:–"જો હું ચોરથી ડરતો હોત તો અત્યાર સુધીમાં કયારનુંયે ડીટેકટીવપણું છોડી દીધું હોત. પરન્તુ એટલું ખરૂં કે તમારી વાતો સાંભળીને મારા મનમાં થોડું ઘણું કુતૂહલ થયું છે. એ કુતુહલ જો બેચાર દિવસ એમને એમ રહેશે તો મારે તમારી સામે

કાર્યક્ષેત્રમાં ઉતરવું પડશે. તમારૂં એટલું બધું સાહસ વધી ગયું છે તો પછી શા માટે દૂર રહી શેખી કરો છો? મારા ઘરમાં આવી મને મળવાનું તમે સાહસ કરો; તો હું સમજીશ કે તમારી વાતો અને કામો બન્ને સરખાં છે"

મિ૦ બ્લેકનો જવાબ સાંભળી પહેલા તો બેટ ખડખડાટ હસી પડયો. અને દૃઢ સ્વરે બોલ્યો:-"મિ બ્લેક! તમે એમ ધારતા હશો કે મારી વાત સાંભળીને બેટ ડરી ગયો હશે અને ઘેર આવી મળવાનું સાહસ કરશે નહીં પરન્તુ તમારી એ કલ્પના ભ્રમરૂપ છે. હું કાંઇપણ ડર વિના તમારે ઘેર આવી શકું છું, પરન્તુ શું મને તમે આમંત્રણ કરો છો? મને ખાત્રી છે કે મિ. કુટસે મારે માટે જે કાંઇ તમને કહ્યું છે, તે સાંભળીને તમે મારે માટે સારોજ અભિપ્રાય બાંધ્યો હશે."

મિ. બ્લેક બોલ્યો:-"અત્યાર સુધી તમે તમારી પ્રશંસાનીજ વાતો કરો છો. મારે ઘેર તમે આવો તેથી હું ડરીશ એમ સમજશો નહીં હું ડરતો નથી, પરન્તુ 'ડર' પોતે મારાથી ડરે છે, હું જે કહું છું તે ખોટું નથી પણ વખત આવ્યે હું તમોને એનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવીશ"

બેટ બોલ્યો:-"ઠીક છે; મેં તમારૂં નિમંત્રણ સ્વીકાર્યું. હું ત્રણ ચાર દિવસની અંદર તમારે ઘેર આવી તમોને મળીશ. પરન્તુ મારી ઇચ્છા એવી છે કે તે પહેલાંજ તમારી સાથે મને ઓળખાણ થાય તો ઠીક! મેં કુટસને જેટલા પત્ર લખ્યા હતા તે સર્વ તમે વાંચ્યા હશે તે વાંચીને મારે માટે તમે કોઇપણ પ્રકારનો અભિપ્રાય બાંધ્યો હશે જો એ પત્રો કુટસને ન લખ્યા હોત અને તમનેજ લખ્યા હોત તો ઠીક થાત કારણ કે એમ થવાથી તમારી સાથે ક્યારનીયે મારે ઓળખાણ થઇ ગઇ હોત!"

મિ૦ બ્લેકે કહ્યું:-"આ સર્વ ખોટી વાતો છે ઓળખાણ પાડવાનો હજી પણ સમય છે, પરન્તુ હું તમને સાફ કહી દઉં છું કે તમે આગ

સાથે રમત રમવા માંગો છો, યાદ રાખજો કે તમારા હાથ બળી જશે."

બેટે કહ્યું:–"મારા હાથ બળશે કે તમારૂં મ્હો! એ સર્વ વખત આવે જણાશે. પોતાનો બચાવ કેમ કરવો એ હું સારી રીતે જાણું છું. દુનીઆના કોઇ પણ જાસુસથી હું ડરતો નથી તેમ તેના દરકાર પણ રાખતો નથી ડીટેક્ટીવોને બેવકુફ બનાવવામાં મારૂં મન રંજન થાય છે ચોરી તો હું માત્ર શોખને ખાતરજ કરૂં છું. તમારી માફક નવરો બની બેસી રહેવાં હું માગતો નથી. હું હમ્મેશાં ગમે તે કામમાં મંડયો રહું છું."

મિ૦ બ્લેક કહ્યું:–"હવે તમારે બહુ દિવસ કામમાં રહેવું પડશે નહી! જયારે તમે મારી સાથેજ હરિફાઇમાં ઉતર્યા છો તો હવે થોડા સમયમાંજ તમારા હાથ પગોમાં બેડી પડશે એ કદી ભુલશોજ નહિ."

બેટ હસીને કહ્યું:–"એ વિચાર પછી થશે. હું જાણું છું કે તમે મને બેડાં પહેરાવવાને અત્યંત આતુર છો તમારી એ ઇચ્છા પુરી થશે કે નહીં તેની પરીક્ષા કરવી એ શું ખોટું કામ છે? જો પરીક્ષા પહેલી થઇ ગઇ હોત તો ઠીક થાત. કારણ કે કુટ્રપને શરમાવું પડતે નહીં. મેં તેને જે પ્રમાણે બનાવ્યો છે તેજ પ્રમાણે તમારે પણ બનવું પડશે."

બ્લેક બોલ્યો:–"કોને બનવું પડશે એ અત્યારે કહેવું ખોટું છે."

બેટ બોલ્યોઃ–"ઠીક–હું હવે તમને વધુ વખત રોકીશ નહીં. કાલે આપને કાંઇ ખાસ કામ છે?"

મિ૦ બ્લેક કહ્યું:–"કામ હશે તો પણ તમને મળવાને ખાતર તેને પડતું મુકવામાં મને જરાયે હરકત નથી."

બેટ બોલ્યો:–"નહીં એમ નહીં તમારે તમારૂં કાંઇ પણ કામ પડતું મુકવું નહીં. જો કાલે તમને ફુરસદ હોય તો કેટલીક મિનિટને માટે ક્રેસ્ટીના લીલામખાનામા પધારજો. ત્યાં સ્વર્ગસ્થ મિ૦ હેનરી વૉટે એકઠા કરેલા પૂર્વ દેશના બહુ મુલ્ય હીરા, જવાહીર વિગેરે લીલામ થવાનું છે.

શું! તમને ત્યાં આવવાનો સમય મળશે?"

મિ૦ બ્લેક જાણતો હતો કે ઈગ્લાંડના સુપ્રસિદ્ધ ધનાઢ્ય હેનરી વૉટના ખજાનામાં જેટલું જવાહીર છે એટલું પૃથ્વી પરના થોડાજ કરોડ-પતિઓના ખજાનામાં હશે હેનરી વોટના મૃત્યુ પછી તેની વિધવા પત્નીએ એ સર્વ અમૂલ્ય જવાહીર ક્રસવીના લીલામખાનામાં વેચવા માટે મોકલી દીધું છે ક્રસવીના લીલામખાનામાં હમ્મેશાં એવી અમૂલ્ય વસ્તુઓનું લીલામ થયા કરતું હતું અને તેમાંથી ક્રસવીને સારૂં કમીશન મળતું હતું. મિ૦ બ્લેક ત્યાં અનેકવાર કાર્ય પ્રસંગે ગયો હતો. તે લીલામખાનાવાળું ઘર જેવું મજબૂત હતું તેવુંજ સુરક્ષિત પણ હતું ત્યાં ચોર લૂટારૂઓ પ્રવેશે એવી શંકા પણ રાખવામાં આવતી નહોતી. જે લોઢાની ત્રીજોરીમાં લીલામના કીમતી દાગીના રાખવામાં આવતા હતા તે પેટીને તોડનાર ચોર આ પૃથ્વીપર ન હોતો બેટના મુખથી લીલામખાનાનું નામ સાંભળી બ્લેકનું હૃદય કુતૂહલથી ભરાઇ ગયું. સર્વથી અધિક આશ્ચર્યની વાત તો એ હતી કે બેટ, બ્લેકને ત્યાં બોલાવી અદ્‌ભુત ચોરી કરી બતાવવાનો હતો એ સંભવિત છે કે અસંભવિત છે તેનો તે નિર્ણય કરી શક્યો નહી. પહેલાં તો તે સમજ્યો કે બેટ મશ્કરી કરે છે પણ તેજ ક્ષણે બેટનાં અસાધ્ય કાર્યોની વાત તેને યાદ આવી અને લાચાર બની તેણે માથું ખજવાળવા માંડયું.

બેટે કહ્યું:—'મિ૦ બ્લેક! મારી વાત ભૂલશો નહીં; ફુરસદ હોય તો જરૂર ત્યાં આવજો. તમને મારી વાત પર વિશ્વાસ નથી પણ હું અવશ્ય ત્યાં આવીશ. જો તમે નહીં આવશો તો પાછળથી પસ્તાવું પડશે. ચાલો હું રજા લઉં છું સલામ."

બેટના ગયા પછી મિ૦ બ્લેકે ટેલીફોનના મુખ્ય અમલદારને ઘંટડી મારી. સર્વ ટેલીફોનનું કામ એ અમલદારની દેખરેખ નીચેજ ચાલતું હતું.

મિ૦ બ્લેકનો સ્વર સાંભળીને એક સ્ત્રી કલાર્કે કોમળ સ્વરે પૂછ્યું

તમે કોણ છો?" મિ૦ બ્લેકે પૂછ્યું:–"હું હમણાં ટેલીફોનમાં જેની સાથે વાત કરી રહ્યો હતો તે મકાન કોનું છે?"

સ્ત્રી કલાર્કે કહ્યું:–"સાહેબ! એ હકીકત કહેવાને હું અસમર્થ છું."

સ્ત્રીને બોલતી અટકાવીને વચમાંજ મિ૦ બ્લેકે કહ્યું:–"મારૂં નામ રોબર્ટ બ્લેક છે હું સરકારી કામને માટેજ આ હકીકત પૂછું છું."

ત્યારપછી એક મિનિટ રહીને તે સ્ત્રી કલાર્કે કહ્યું:–"જે મકાનના ટેલીફોનથી તમે અત્યાર સુધી વાતો કરી એ તે મકાન સ્કોટલાંડ યાર્ડનું થાણું છે!"

મિ૦ બ્લેકના માથાપર વિજળી પડી હોય તેની માફક તે ચોંકી ઉઠયો પણ થોડીવાર સ્તંભિત રહીને તેણે પૂછ્યું:–સ્કોટલાંડ યાર્ડનું થાણું! તમે એ શું કહો છો?"

રમણીએ ઉત્તર આપ્યો:–"હા, સાહેબ! હું સત્યજ કહું છું. જે માણુસ તમારી સાથે વાત કરતો હતો તે સ્કોટલાંડ યાર્ડના થાણેથીજ વાત કરતો હતો હવે કાંઇ બીજું પૂછવું છે?"

મિ૦ બ્લેકે ભૂંગળું મુકી દીધું અને ખુરશી ઉપર બેસી ગયો. સર્વ વાતો તેને જાદુ સમાન દેખાવા લાગી તે પોતાનાં આખા જીવનમાં આવી રીતે કદી પણ સ્તંભિત થયો નહોતો! "એ બેટ કોણ હશે?" તે મનમાં બબડયો:–"જે સ્કોટલાંડ યાર્ડના નામથી સમસ્ત દુનીયાના ચોર લૂંટારા કંપે છે. જેની છાયાના સ્પર્શ માત્રથી અતિ સહાસિક અને ચાલાક ચોરો પણ ડરે છે, તેજ સ્કોટલાંડ યાર્ડના અનેક પહેરેગીરોથી રક્ષિત થાણાના એક ગુપ્ત ઓરડામાંના ટેલીફોન પાસે ઉભા રહીને આટલીવાર સુધી પોતાની બહાદુરીનો પરિચય કરાવ્યો! અને તમામ વાત કરી નિર્વિઘ્ને અદ્રશ્ય થઇ ગયો! એ કેવી ઘટના! એ શું એમ બનવાજોગ છે!" વ્યર્થ સમય ગુમાવવો એ બ્લેકના સ્વભાવથી વિરૂદ્ધ હતુ. તુર્તજ તેણે ટેલીફોનના યંત્ર પર હાથ મુકયો

અને ઇન્સ્પેક્ટર કુટસને કાંઇ પુછવાનો વિચાર કર્યો. પણ તેણે તે વિચાર મુલતવી રાખ્યો, કારણ કે તેને પુછવાથી કશો પણ લાભ થાય તેમ નહોતો. બેટ થાણુામાં પોતાની કાંઇ પણ નિશાની મુકી જાય તેવો મુર્ખ નહોતો કે જેનાથી પોલીસ તેની શોધ કરી શકે!

મિ. બ્લેક ચિન્તાઓને ત્યાગી પોતાની ચીરૂટ સળગાવી. બેટનું અદ્દભુત સાહસ, અસાધારણ બુદ્ધિ વિગેરે વિચારી તે મનમાંજ વિચાર કરવા લાગ્યો:—"આ ચોર ચોરોને માર્ગે નથી ચાલતો પણ તદ્દન નવા રાહ પર ચાલે છે. એ પોલીસને સાવચેત કરીને ચોરી કરે છે! અને પોલીસની આંખમાંજ ધૂળ નાંખી અંતર્ધ્યાન થઇ જાય છે!"

આ બધું વિચારી મિ૰ બ્લેક "બેટ"ની હોશીયારી માટે મનમાંજ તેની પ્રશંસા કરવા લાગ્યા; બેટે કુસવીના લીલામખાના વિષે જે કાંઇ કહ્યું છે તેનો અર્થ સ્પષ્ટ છે. હેનરી વૅાટના સર્વોત્તમ હીરાના અલંકારો તે બધાની દ્રષ્ટિ સમક્ષ ઉડાવશે કુસવીની મજબુત લોઢાની ત્રીજોરી પણ તેના પ્રયત્નને વ્યર્થ કરી શકશે નહીં. સાવચેત પહેરેગીરોનું ધ્યાન ચુકાવી તે એ હીરાના ઘરેણા લુટશે. એ તેના કહેવા પરથી ખુલ્લું સમજાય છે. એટલુંજ નહીં, પણ તેના કદાચ આમંત્રણનો અર્થ એજ છે કે "જો તમારામાં શકિત હોય તો મને કેદ પકડો. થોડીવાર આ વિચારમાળા અટકવી વળી ચીરૂટનો ધૂમાડો કાઢતાં મિ૰ બ્લેક વિચારવા લાગ્યો "એણે મને સ્પષ્ટ કહ્યું છે કે "હું તમને મુઠીમાં દબાવીશ." જો કદાચ તેનો એ સંકલ્પ સિદ્ધ થાય તો લોકોની આગળ મારે તો મ્હોં બતાવવુંજ ભારે થઇ પડે. મોટા મોટા ચોરો પકડયા, કેટલીયે વાર મોતના મ્હોંમાંથી બચ્યો તો શું એક ચોરની વાતોથી ડરૂં? જો તેને પકડી ન શકયો તો આજ સુધીના જીવનની કીમત પણ શું? નહીં, એના આમંત્રણનો સ્વીકાર કરી કાર્યક્ષેત્રમાં ઉતરીશ; એને પકડી એના ગર્વનું ખંડન કરીશ? આવા આવા વિચારમાં મિ૰ બ્લેક હતો એટલામાં એનો સહકારી સ્મિથ આવી પહોંચ્યો. તેને જોઇને બ્લેકે કહ્યું: 'સ્મિથ! બેટ વિષે તું કાંઇ જાણે છે?"

સ્મિથે માથુ હલાવી કહ્યું:– 'નહીં' સાહેબ ! બેટ "બેટ" કોણ છે?"

મિ૦ બ્લેકે કહ્યું:–'બેટ' એક માણસ છે. અવશ્ય એ નામ નકલી છે. તમે ચોરોનાં લીસ્ટમાં જુઓ એ નામ છે? એ ઘણા વખતથી ચોરી કરતો નથી માટે લાંબા વખતનું પત્રક જોવાની જરૂર નથી."

સ્મિથે કબાટમાંથી મોટા મોટા પોથા કાઢયા અને થોડા સમયમાં તે સર્વ પોથા જોઇ કાઢયા. પરંતુ બેટ નામના ચોરનો તેમાં ઉલ્લેખ ન હોતો. સ્મિથે બ્લેકને કહ્યું:–"બેટ નામનો કોઇ ચોર આમાં જણાતો નથી. જો તે પ્રસિદ્ધ ચોર હોત તો તેનું નામ આમાં જરૂર લખ્યું હોત. કોઇ ચાલાક ચોરે પોતાનું નામ બદલી નાખ્યું છે તેથી તેનો પત્તો નામ વગર મેળવવો મુશ્કેલ છે.

બ્લેકે કહ્યું:–.જ્યારે એનું નામજ નકલી છે ત્યારે એનો પત્તો શી રીતે મળી શકે? તોપણ એટલું તો ખરૂં કે એ ચોર નવો નથી તે ઘણા ચોરોને ચોર વિદ્યા શીખવે છે. કુટ્સને તેણે પકડવાને બહાને બેવકુફ બનાવ્યા છે અને કેટલીક ચોરીઓ પણ કરી છે ત્યારબાદ ઇન્સ્પેકટર કુટસ સાથે થએલી સઘળી વાતો તથા ટેલીફોનદ્વારા થએલી બેટ સાથેની સઘળી હકીકત સ્મિથને જણાવી એ સર્વ વાતો સાંભળી સ્મિથે આશ્ચર્યથી કહ્યું. કુટસનો ફોટો તો બતાવો! ખરેખર! એ અદભુત ચોર છે કાલે કયાં ચોરી કરશે તે પણ તેણે તમને જણાવી દીધું છે શું કાલે તમે કુસવીના લીલામખાનામાં લીલામ જોવા જશો; જો જાઓ તો જરૂર મને સાથે લઇ જજો"

મિ૦ બ્લેક કુટસનો ફોટો આપતાં બોલ્યો:–"હા મારો જવાનો વિચાર છે; તમે સાથે આવજો જો ત્યાં બેટ મળી ગયો તો તો તે કદી બચી શકશે નહીં. મારી પ્રકૃતિ જો કે સારી નથી તો પણ બેટનો અહંકાર જોઇને તે કેવો માણસ છે; કેવી યુકિતથી ચોરી કરે છે? વિગેરે જોવાને મારૂં મન આતુર થઇ રહ્યું છે જે મારાથી અટકાવી શકતું નથી"

સ્મિથે કહ્યું:-"તમે કહેલા બેટની વાત સાંભળીને તે ખરેખર બહાદુર છે એમ કહેવા સિવાય મારાથીએ રહેવાતું નથી તેણે ઇન્સ્પેક્ટર કુટ્સની મિટ્ટી ખરાબ કરી તે સારૂં થયું કારણકે કુટસ અભિમાની છે. અમારા જેવા માણસને તો તે ગણુતો પણ નથી. તેનો અહંકાર તોડયો એ સાંભળીને મને સંતોષ થયો છે, પણ બેટ જો તમારી હાલત તેવી કરી તો તમારી ગેરઆબરૂથી મને ઘણું દુઃખ થશે."

મિ૦ બ્લેકે કહ્યું:-"મેં તેની વાતોથી એ જાણી લીધું છે. કાલે એની હાથચાલાકી જોઇશ કે કેવી રીતે એ શાહુચોર મારી આંખોમાં ધૂળ નાખી જાય છે મને તો એવી ખાત્રી છે કે એણે ચોરી કરવાની કોઇ નવી યુક્તિ શોધી કાઢી હશે."

---

## પ્રકરણ ત્રીજું.....................દેખતી આંખમાં ધૂળ

આગલે દિવસે સવારની ટપાલમાં ઇન્સ્પેક્ટર કુટ્સે મોકલેલો રિપોર્ટ મિ૦ બ્લેકને મળ્યો બેટે જે જે જગ્યાએ ચોરીઓ કરી હતી તેના વર્ણનથી એ રિપોર્ટ ભરેલો હતો. ઇન્સ્પેક્ટર કુટ્સે જે જે વાતો કરી હતી તે તેમાં અક્ષરશઃ બરાબર હતી. પરન્તુ મિ૦ બ્લેક એ રિપોર્ટ વાંચીને એ ન જાણી શકયો કે ચોર કોણ છે? અને રિપોર્ટમાં જણાવેલી વસ્તુઓ કયા પ્રકારે કોની પાસેથી નીકળી શકશે? ઘણા વખત સુધી તેણે મગજની શક્તિ ગુમાવી વીચારો કર્યાં, છેવટ કાંઇ પણ પરિણામ આવ્યું નહીં! મિ. બ્લેક વિચાર કરવા લાગ્યો:- 'કે એકજ માણસે આ સર્વ ચીજો ચોરી છે. પણ હજુ ચોરી સમાપ્ત થઇ નથી. કાલે પાછો તે એક મોટી ચોરી કરનારો છે. અને તે પ્રયત્ન જોવાને મને તેણે આમંત્રણ કર્યું છે. કાલે જો કદાચ તે હાથ આવે તો તો એક ચોરી તો શું પણ સર્વ ચોરીનો પત્તો મળી આવશે. તેની સર્વ ચાલાકીઓ જરામાં ખતમ થશે અને ફરી

તે એવી બહાદુરી પણ કરી શકશે નહી. મોટા મોટા ચોરો પણ ચોરી કરતી વખતે ગમે તે એક ભૂલ કરી નાખે છે અને તેથી તે પકડાઇ જાય છે. બેટના કાર્યમાં પણ એવી ભૂલ થાય એવો સમ્ભવ છે ? વધારે વિચાર કરવાની જરૂર નથી. થોડાક કલાકમાં સર્વ વાતો જણાઇ આવશે ! તે દિવસે બપોરે મિ૦ બ્લેક સ્મિથને સાથે લઇને ઘરમાંથી બહાર નીકળ્યો. ગાડી ભાડે કરી ગાડાને સ્કોટલાંડ યાર્ડના થાણા તરફ હાંકવા હુકમ આપ્યો.

સ્મિથે પૂછ્યું:–"સ્કોટલાંડ યાર્ડ તરફ આપણે શામાટે જઇએ છીએ ?"

મિ૦ બ્લેકે કહ્યું:–"ઇન્સ્પેકટર કુટસને આપણી સાથે લેવો છે. કુટસેજ મને બેટની સર્વ હકીકત જણાવેલી હોવાથી બેટ વિષેની સર્વ વાતો તેને મારે કહેવી જોઇએ, અને કાલથી અત્યાર સુધીમાં બેટ સંબંધી કાંઇ નવી વાત બની હોય તો તે પણ જાણવી જરૂરની છે" જો બેજ મિનિટ મોડો બ્લેક થાણામાં પહોંચ્યો હોત તો કુટ્સ તેને મળતે નહીં. તે બહાર જવા માટે તૈયાર થઇનેજ ઉભો હતો. તે જોઇ ગાડીમાંથીજ બ્લેક પૂછ્યું:–"મિ૦ કુટસ બેટની કાંઇ નવી ખબર મળી છે કે ?"

કુટસે કહ્યું:–"બીજી કોઇ નવી ખબર તો મળી નથી પણ ગમે તેમ કરી જો તે આપણા હાથમાં આવી જાય તો તેને જેલની હવા ખવડાવું ઓછામાં ઓછા દશ વર્ષ તો તેને ચણા ભરડવાજ પડશે. તે ફરીને મારા જેવા સારા માણસને દુઃખ દેશે નહીં પાજી ! બેવકુફ ! લુચ્ચો મારી સાથે આટલો બધો મીજાજ ! કાગળ લખી લખીને મારી મશ્કરી........"

ક્રોધથી લાલ થઇ ગયેલું ઇન્સ્પેકટરનું મુખ જોઇને મિ૦ બ્લેકે હસીને કહ્યુ:–"હવે તમે ડરશો નહીં હવે તે તમારી મશ્કરી નહીં કરે, મશ્કરીનો ભાર તો હવે તેણે મારાં શિરપર નાંખ્યો છે, આવો તમે ગાડીમાં બેસી જાઓ હું તમને બધી હકીકત જણાવીશ."

ઇન્સ્પેકટર ગાડીમાં બેઠો અને પૂછ્યું:–"હવે તે તમારી મશ્કરી કરવા લાગ્યો છે એટલે ?"

બ્લેકે કહ્યું:-"હા; મને તેણે ખુલ્લું જણાવ્યું છે કે હવે હું તમારી સાથે હરીફાઇમાં ઉતરીશ."

બ્લેકની વાત સાંભળીને મી૦ કુટસ એકી નજરે બ્લેકનાં મ્હોં સામે જોઇ રહ્યો! અને પછી કહ્યું:-"હું કાંઇ પણ સમજી શકતો નથી."

ત્યાર બાદ મિ૦ બ્લેકે કુટસને બેટ સાથે થયેલી વાતચીત કહી. ઇન્સ્પેકટરે તે સર્વ વાત સાંભળી અને ઘણીવાર સુધી ચુપ રહ્યો, જાણે તેની વાક્શકિતજ લોપ થઇ ગઇ! છેવટે તેણે કહ્યું "તેણે સ્કોટલાંડ યાર્ડના થાણામાં ઉભા રહી તમારી સાથે વાત કરી એ હું સાચું માની શકતો નથી."

મિ૦ બ્લેકે કહ્યું:-'મને એ હકીકત ટેલીફોનના મુખ્ય અમલદારે જણાવી છે એટલે ખોટી નહીં હોય!"

ઇન્સ્પેકટર કુટસ એકદમ બોલી ઉઠયો:-"આશ્ચર્ય! ત્યારે તો હું શી રીતે એ વાત ખોટી માનું?" હું થાણામાં જઇને તપાસ કરીશ કે કોણ."

મિ૦ બ્લેકે વચમાંજ કહ્યું:-"નહીં તમે એમ કરશો નહીં તમે તમારે ચુપચાપ બેસી રહો. એની તપાસ કરવાથી હવે કાંઇપણ લાભ થવાનો નથી પણ ઉલટું નુકસાનજ થશે. તમે આજે અમારી સાથે રહો અમે બેટના આમંત્રણથી ફ્રુસવીનું લીલામખાનુ જોવા જઇએ છીએ."

કુટસે કહ્યું:-"વારૂં હું તમારી સાથે રહેવા તૈયાર છું. બેટે ત્યાં આવવાનું નક્કી કહ્યું છે, તો ત્યાં તે જરૂર આવશે. અને જો કોઇપણ યુકિતથી હું તેને પકડીશ તો પછી જો જો તેની મજા!"

ફ્રુસવીનું લીલામખાનું સ્કોટલાંડ યાર્ડના થાણાથી બહુ દુર નહોતું એટલે ત્યાં જતાં તેઓને વધુ વખત થયો નહી! ગાડી જેટલી વખત ચાલી તેટલી વખત સ્મિથ પણ એક અક્ષર બોલ્યો નહોતો! પણ એકવાર શરમભરી દ્રષ્ટિએ સ્મિથનાં મ્હોં તરફ જોઇ કુટસે

બ્લેકને કહ્યું:–"તમે આ વાંદરાને શા માટે સાથે લાવ્યા છો!"

ઇન્સ્પેક્ટર કુટસના એ શબ્દથી સ્મિથ ખુબ ગુસ્સે થયો. તે તેનું અપમાન કરતા બોલ્યો:મહેરબાન ! બેસી રહો તમારી બહાદુરીનો બેટ ઉતારેલો ફોટો જોઇને સારી રીતે મને સંતોષ થયો છે

એ સાંભળી કુટસનો ક્રોધ મેઘ માફક ગરજી ઉઠ્યો, પરંતુ વરસવાનો લાગ તેને મળ્યો નહીં. કારણ કે તે વખતે ગાડી ક્રુસવીના લીલામખાના આગળ આવી ઉભી રહી હતી. ત્રણે જણા ગાડીમાંથી ઉતરી પડયાં.

ક્રુસવીના લીલામખાનામાં કોઇ સાધારણ માણસ જઇ શકતું નહીં. તેનાં મોટા દરવાજા પર એક માણસ રહેતો હતો અને તેનું કામ એ હતું કે તે અસાધારણ અને જાણીતા માણસોનેજ અંદર જવા દે. વગર ઓળખાણ આપ્યે કોઇથી અંદર જઇ શકાતું નહોતું એ જોઇને મિ૦બ્લેકે પોતાના નામનો વિઝીટીંગ કાર્ડ પહેરેદારના હાથમાં આપ્યો, એટલે ત્રણે જણા કાંઇ પણ હરકત વિના અંદર દાખલ થયા.

અંદર એક વિશાળ ઓરડો હતો; જેમાં નાની મોટી કીમતી વસ્તુઓ ગોઠવી રાખેલી હતી. યુરોપના સર્વોત્તમ ચિત્રકારોની કેટલીએ કિમતી છબીઓ ઠેકઠેકાણે ગોઠવેલી હતી. ચીન. જાપાન, હિન્દુસ્તાન, મીસર વિગેરે દેશોની અમૂલ્ય વસ્તુઓ જોઇને એ લોકોનાં હૃદય આશ્ચર્યથી ભરાઇ ગયાં. હીરા, જવાહીર વિગેરે બહાર નહોતું તે તો મોટી મોટી મજબુત લોઢાની ત્રીજોરીઓમાં હતું ને પેટીઓને જોતાંજ મનમાં એમ થતું હતું કે એમાંથી એક પણ વસ્તુ ચોરી જવી તે તો હવાને મુઠ્ઠીમાં પકડવાની વાત જેવું છે.

જે સ્થળે એ લોઢાની ત્રીજોરીઓ ગોઠવેલી હતી તેની ચારે બાજુ કેટલેક દુર સુધી લોઢાનો મજબુત કઠેરો બનાવેલો હતો. મિ૦ બ્લેક તે ઓરડામાં જઇને જોયું તો લીલામ શરૂ થઇ ચૂક્યું છે.પરન્તુ ખરીદનારની સંખ્યા દશ બારથી વધારે નહોતી. જે લોકો ખરીદવા આવ્યા હતા તે સર્વે

જાણીતા આસામી હતા. મિ૦ બ્લેક એકવાર તીક્ષ્ણ દ્રષ્ટિથી સર્વના તરફ જોયું તો તેને જણાયું કે બે એક અપરિચિત ગ્રહસ્થ પણ છે—તેમાં એકે બેટ હોઇ શકે તેવો નથી.

ઇન્સ્પેક્ટર ક્રુટ્સે બ્લેક તરફ જોઇને ધીમે સ્વરે કહ્યું:—"મિ૦બ્લેક! આમાં એક પણ માણસ એવો જણાતો નથી કે તે બેટ હોઇ શકે. મને તો એમ જણાય છે કે તે લુચ્ચાએ આપણને હેરાન કરવા નકામી લાલચ આપી અહીં બોલાવ્યા છે."

મિ૦ બ્લેકે કહ્યું:—"એ કેમ કહી શકાય જો તે અહીં નહીં આવ્યો હોય તો થોડીવાર પછી આવશે. કારણ લીલામ હમણાંજ શરૂ થયું છે. હા; જો તે અહીં નહીં આવે તો આપણે તેને બુદ્ધિમાનજ કહેવો પડશે કારણ કે અહીં આવીને ફસાઇ ગયા પછી તેનું ન ઠળવું મહા મુશ્કેલ છે,"

મિ૦ બ્લેકની એ વાત સાચી હતી; ફસવીનાં લીલામખાનામાં સાધારણ ચોર, લૂટારા અને ખીસ્સા કાતરૂઓ જો આવી ચઢે તો ત્યાંથી તેનું છટકવું એ સહેલું કામ નહોતું. તે બજારની સાધારણ દુકાન નહોતી મિ૦ બ્લેક, ક્રુટ્સ, અને સ્મિથ આજે આવ્યા હતા તે સિવાય દરરોજ બે કોન્સ્ટેબલો અને સાધારણ પોષાક પહેરેલા બે ડીટેકટીવો ત્યાં હમેશા હાજર રહેતા હતા. આ વખતે પણ હતા અને આવનાર માણસોને બારીક દ્રષ્ટીએ તપાસતા પોતાની ફરજ બજાવી રહ્યા હતા.

મિ૦ બ્લેકને જોતાંજ મિ૦ જેમ્સ ફસવી સલામ કરી હસીને બોલ્યો:—"મિ બ્લેક! તમે તો આ બાજુ કદી આવતાજ નથી. આજે કેમ ભુલા પડયા? કાંઇ ખરીદવા આવ્યા છો?"

મિ૦ બ્લેકે ઉત્તર આપ્યો:—"નહી, ફકત લીલામ જોવાંજ આવ્યો છું. બેંકમાં મારા એટલા રૂપીઆ નથી કે અહીંની કોઇ વસ્તુ ખરીદી શકું. સાંભળ્યું છે કે આજે અહીં કિમ્મતી જવાહીરનું લીલામ થવાનું છે. તે હું ખરીદી શકીશ નહીં પણ તે જોઇને નેત્ર તો સફળ કરીશ."

મિ૦ ફ્રુસવીએ આનંદથી કહ્યું:-"તમે સાચું કહો છો આજ અહીં જે વસ્તુઓ લીલામ થશે તેમાં એવી પણ વસ્તુઓ છે કે આખા યુરોપમાં કોઇ ઠેકાણે હશે નહીં મને જણાય છે કે આજે લાં બધા ખરીદદારો સાથે તમારે ઓળખાણ નથી. હું તમોને તેઓની સાથે ઓળખાણ કરાવું-આ સર હીકારી વેજ છે. તમે એમના પિતાને ઘણું કરીને ઓળખતા હશો." મિ૦ બ્લેકની પાસેજ કિંમતી પોષાક પહેરી એક ઉચ્ચ વંશનો યુવાન ઉભો હતો; ફ્રુસવીએ તેના તરફ ઇશારો કરીને મિ૦ બ્લેકને ઉપર મુજબ કહ્યું હતું તેથી મિ૦ બ્લેકે સર હીકારી વેજ સાથે શૅકહેન્ડ કરી.-

સર હીકારીએ કહ્યું: "મિ૦ બ્લેક! તમારો મેળાપ થવાથી હું પ્રસન્ન થયો છું. તમારે વિષેની ઘણી બાબતો મેં વર્તમાનપત્રોમાં વાંચી છે તેમજ મિત્રો તરફથી પણ આપની કેટલીક પ્રશંસા સાંભળી છે. મારા સ્વર્ગસ્થ પિતા આપની ઉપર અતીશય વિશ્વાસ રાખતા હતા. એક વખત કોઇ કેશમાં તમે તેમને સારી મદદ પણ કરી હતી"

મિ૦ બ્લેકે કહ્યું: "હા; તમારા પિતા મારા ઉપર ઘણો પ્રેમ રાખતા હતા. તે 'વેજ બ્રધર્સ' નામની ફર્મના માલીક હતા, પ્રસંગોપાત તેમને ઘણી વખત મારી મદદ લેવી પડી હતી. તેમના મૃત્યુની ખબર સાંભળી મને કોઇ સગાના વિયોગ વેદના જેટલો શોક થયો હતો.

સ્નેહમય-પિતાની વાતો યાદ આવવાથી તે યુવકના નેત્રોમાંથી આંસુ ખરવા લાગ્યાં, તેણે ગંભીર ભાવથી કહ્યું:-મિ૦ બ્લેક! હું મારા પિતાના મૃત્યુ સમયે તેમની પાસે ન હોતો એ દુઃખ હું મારા આખા જીવનમાં કદી ભૂલીશ નહીં. તે વખતે હું ઑસ્ટ્રેલિયા ગયો હતો અને ત્યાંથી અમેરીકા ચાલ્યો ગયો હતો. પિતાના મૃત્યુ સમાચાર મળતાંજ તત્કાળ હું અહીં ચાલ્યો આવ્યો."

મિ૦ બ્લેકે પૂછ્યું:-"આજ તમે અહીં શું! કાંઇ ખરીદવા આવ્યા છો?"

સર હીલારીએ સ્મિત કરીને કહ્યું:—"તે હું ચોક્કસ કહી શકતો નથી; પણ હવે હું મુસાફરી કરવાનો નથી. લગ્ન કરીને ગૃહસ્થ બનવાનો મારો મનોભાવ છે. સંસારી થવાનો હોવાથી હીરા જવાહીરની મારે જરૂર છે. મેં સાંભળ્યું છે. કે હિન્દુસ્થાનના મોગલ સમ્રાટ જહાંગીરની પ્રિયતમા બેગમ નુરજહાંનાં એક જોડી 'કર્ણ ફુલ" આજ અહીં લીલામ થવાનાં છે તે ખરીદીને લગ્નને દિવસે મારી પત્નીને ભેટ આપવાનો મારો વિચાર છે."

સર હીલારીની વાત સાંભળી મિ૦ બ્લેક ચમકી ઉઠયો, કારણ કે એજ વસ્તુની ચોરી કરવાનું બેટે તેને જણાવ્યું હતું. તેણે સર હીલારીને કહ્યું. સર! એ ચીજ એવી છે કે કોઇ સમ્રાટ પોતાની કન્યા તમને પરણાવે અને તેને તમે એ કર્ણફુલ ભેટ કરો તો તે પોતાને મહા ગૌરવશાળી સમજે. હું ધારૂં છું કે તમારી પત્ની પાસે એ અલંકાર જોઇ બીજી સ્ત્રીઓ પોતાના મનમાં ને મનમાં બળશે. પણ એ મેળવવા માટે તમારે પુષ્કળ પૈસા ખર્ચવા પડશે. કારણ કે લીલામમાં તમારા હરીફ ઘણા નીકળશે.

સર હીલારીએ કહ્યું:—"હરિફાઇમાં તો ઘણા લોકો ઉતરશે પરંતુ હું એવા ડરથી પાછો હઠીશ નહીં. તમે તે કર્ણ ફુલો જોયાં છે? મિ. કસવી! આપને તે મિ. બ્લેકને બતાવવામાં કેઇ પણ જાતની અડચણ નથીને?

મિ કસવીએ કહ્યુ:—"હું ખુશીથી બતાવીશ એમાં અડચણ શાની?" મિ. કુટસ તમે પણ તે જોઇને તમારાં નેત્રો સફળ કરો!" ત્યાર પછી મિ. કસવીએ લોઢાની ત્રીજોરીમાંથી એક બોક્સ કાઢયું, તે લોઢાની ત્રીજોરીમાં એવા અનેક બોકસ હતાં તે દરેક બોકસ જુદી જુદી જાતનાં હીરા—અલંકારોથી ભરેલાં હતાં મિ૦ કસવીએ બોકસની ચાંપ દબાવતાં જ તે ખુલ્યું અને ક્ષણભરમાંજ અંદર હીરાજડીત ચકચકિત કર્ણફુલની જોડી દેખાવા લાગી. મિ. બ્લેક તે એકી નજરે જોઇ રહ્યો. એવાં

સુન્દર કર્ણફુલ તેણે અગાઉ કદી જોયાં ન હતાં. ઇન્સ્પેક્ટર કુટ્સ પણ તેની પ્રશંસા કર્યા વગર રહ્યો નહીં. લીલી મખમલનાં બોક્સમાં રાખેલાં તે કર્ણફુલના હીરાની જ્યોતિએ સર્વની આંખોને અંજાવી નાખી. સર હીલારી વેજે તે બોક્સ પોતાના હાથમાં લઇ ઉત્સાહપૂર્વક મિ. બ્લેકને કહ્યું:-"જુઓ, કેવી સુંદર વસ્તુ છે મારી પત્ની એને મેળવીને જો પ્રસન્ન ન થઇ તો સમજી લેવું કે પૃથ્વીમાંની કોઇ વસ્તુ એને પ્રસન્ન કરી શકશે નહીં. સાંભળ્યું છે કે "આ અલંકાર મોગલ બાદશાહના અંતઃપુરમાં કયાંથી અને કેવી રીતે આવ્યો હતો અને છેવટે હિન્દુસ્થાનમાંથી ઇંગ્લાંડમાં કેવી રીતે લાવવામાં આવ્યો તેનો રહસ્યમય થોડો ઇતિહાસ પણ છે:-કેમ ખરૂં ને મિ. કસવી?"

કસવીએ કહ્યું:-"હા, વાત એ ખરી છે પણ હું તે સારી રીતે જાણતો નથી. નુરજહાં આ કર્ણ ફૂલને બહુ ચાહતી હતી. જગત-પ્રસિદ્ધ કોહિનૂરની માફક એ કર્ણફુલને પણ હિન્દુસ્થાનમાંથી ઈંગ્લાંડમાં લાવવામાં આવ્યાં હતાં. પરંતુ સ્વર્ગસ્થ હેનરી વૉટે એ અમુલ્ય અલંકારને કયાંથી મેળવ્યાં તે હું કહી શકતો નથી. ઘણાએ ઝવેરીઓએ એને જોતાની સાથેજ કહ્યું છે કે આ હીરા તદ્દન નિર્દોષ અને મહા મુલ્યવાન છે, એમ કરીને તેણે બોક્સને બંધ કરી સર્વની સામે ત્રીજોરીમાં મુકી દીધું.

ત્યાર પછી મિ. બ્લેકને ઇન્સ્પેકટર કુટ્સે કહ્યું:-"જે સ્ત્રી લાખ રૂપીઆનાં કર્ણફૂલ કાનમાં પહેરે તે ખરેખર બેવકુફ હોવી જોઇએ! આ યુવક એને ખરીદવા ઉત્સુક થઇ રહ્યો છે, પણ બુદ્ધિ કરતાં એની પાસે પૈસા વધુ છે એટલુંજ."

મિ. બ્લેકે કશો પણ ઉત્તર આપ્યો નહીં. માત્ર એક વાર આમ તેમ તેણે જોયું. તેને ખાત્રી થઇ કે બેટ દગો દીધો છે. "ચોરપર વિશ્વાસ રાખી હું અહીં આવ્યો તે ઠીક નહીં. કર્યું અહીં કોઇ પણ

માણસ એવો જાણીતો નથી કે જેને "બેટ" સમજી સન્દેહ પણ લાવી શકાય. "બ્લેક" ને વિચારમાં પડેલો જોઇ રિમથે કહ્યું:–"સાહેબ! આપણે આપણો સમય નકામો ગુમાવ્યો બેટે કહ્યું હતું કે "હું તમને મુઠીમાં દબાવીશ" તે સત્યજ જણાય છે કારણ કે તમને અહીં બોલાવીને તે વખતે કોઇ બીજાજ શિકારની શોધમાં ફરતો હશે."

મિ૦ બ્લેકે કહ્યું:–"હવે અહીં આવ્યાજ છીએ તો થોડાક વખત થોભી નેજ જઇએ. હવે લીલામ બંધ થવાને બહુ વાર નથી. મિ૦ કુટ્સ! તમને પણ હવે ખાત્રી થઇ હશે કે બેટે આપણી સાથે જૂઠાજ તોપ ફોડી છે!"

ઇન્સપેક્ટર કુટ્સે કહ્યું:–'ચોર જૂઠું નહીં બોલે તો પછી શું સજ્જનો જૂઠું બોલશે? તની એક બે વાતો સત્ય નીવડવાથી હું ધારતો હતો કે તે પોતાના કહેવા પ્રમાણે કરશે. પણ તેણે જાણ્યું કે આપણી બહુ અહીં પાકવાની નથી તેથી અહીં આવવાનું તે સાહસ કરી શક્યો નહી.'

લીલામ થયા કરતું હતું એક પછી એક ઘણા મૂલ્યવાન અલંકારો મોટી કિમ્મતે વેચાઇ ગયા. પરન્તુ નૂરજહાંનાં કર્ણફૂલ હજુ લીલામ થવાના હતાં. સર હીલારી તેને માટે ઉત્સુક થઇ રહ્યો હતો અને બીજા પણ એક બે માણસો તે લેવાની ઇચ્છાથી ઉભા ઉભા લીલામ જોયા કરતા હતા બીજી વસ્તુઓ વેચાઇ ગયા પછી તે કર્ણફુલનો વારો આવ્યો. મિ૦ કસવી ટેબલની સામે બેઠો બેઠો લીલામ કરતો હતો. તેના હાથમાં હાથીદાંતનું બનેલું એક નાનું બાકસ હતું જે ઘણુંજ મનોહર હતું. તેના પર સોનાનું પતરૂં મઢેલું હતું અને તેમા કોતરકામ પણ કરવામાં આવેલું હતું. એ બાકસને ઉંચકીને કસવીએ ગંભીર સ્વરે કહ્યું:–"હવે ૮૭ નંબરનો માલ લીલામ થશે. એમાં સાધારણ વસ્તુ નથી. પણ ભારત સમ્રાજ્ઞી નુરજહાનાં 'કર્ણ ફુલ છે." એમાં જે બે હીરાઓ છે, તેની બરાબરી કરનારા હીરા આ પૃથ્વીપર જડવા મુશ્કેલ છે. માટે મારો વિચાર એવો છે કે એની માગણી વીસહજાર પાઉન્ડથી શરૂ થવી

જોઇએ !" તેની પસેજ એક ઠીંગણાં કદનો પુરૂષ ઉભો હતો. મોટા ઓવરકોટથી તેનું શરીર ઢંકાયલું હતુ. માથાપર રેશમી ટોપી અને આંખપર સોનેરી ચશ્માં હતાં. તે યાહૂદી હતો અને તેનું નામ સેમ્યુઅલ મોન્ટીફીક્સ હતું. લંડનમાં તેની જવાહીરની દુકાન હતી. બીટ આપતાં તે બોલ્યો:–'વીસ નહી ત્રીસ હજાર પાઉંડ."

મિ૦ ફસવીએ કહ્યું:–"ત્રીસ હજાર પાઉન્ડ એ કિમ્મત પણ એ જવાહીરને માટે થોડી છે. જેને બોલવું હોય તે બોલો નકામો સમય ગુમાવશો નહી."

સર હીલારી પોતાના બન્ને હાથ ગજવામાં ઘાલી મિ બ્લેકની પાસે ઉભો હતો. તેણે ઘણા ઉત્સાહથી કહ્યું:–"પાંત્રીસ હજાર પાઉન્ડ."

સેમ્યુએ કમ્પાનિ સ્વરે કહ્યું "ચાલીસ હજાર પાઉન્ડ."

સર હીલારીએ કહ્યું "પીસ્તાલીસ હજાર પાઉન્ડ."

કિમ્મત પર કિમ્મત વધવા લાગી. ઇન્સ્પેક્ટર કુટ્સ વિચાર કરવા લાગ્યો કે આ લીલામ ક્યારે ખલાસ થશે એક "કર્ણ ફૂલ"ની જોડી ઉપર આટલા બધા પૈસા ખરચવા તૈયાર થએલા લોકોની બુદ્ધિને તે વખોડવા લાગ્યો.

સેમ્યુલ બોલ્યો: "પચાસ હજાર."

સર હીલારીએ કહ્યું: "પંચ્યાવન હજાર."

સર્વ લોકો સર હીલારી તરફ જોવા લાગ્યા. તેનું મુખ ઉત્સાહથી લાલ થઈ ગયું હતું પણ સેમ્યુઅલ તેને છોડે તેવો નહોતો કારણ કે હીરાની તેને કિમ્મત હતી. તેણે કહ્યુ: "સાઠ હજાર પાઉન્ડ."

સર હીલારીએ તુર્તજ કહ્યું: "પાંસઠ હજાર પાઉન્ડ"

મિ૦ બ્લેક સર હીલારીના મ્હોં સામે જોઇ કુટ્સને કહ્યું: "આ ગમે તેટલા પૈસા થશે તોપણ "કર્ણ ફૂલ" જરૂર લેશે."

કુટસે કહ્યું: "એ મુર્ખ જણાય છે. એના પિતાની સર્વ સમ્પત્તિ એ આરુ૦ ગુમાવી દે. તો તેમાં કાંઇ અજાયબી નથી."

સેમ્યુઅલ બોલ્યો:—"પચ્ચોતેર હજાર પાઉન્ડ."

સર હીલારી બોલ્યો:-"એંશી હજાર પાઉન્ડ."

સેમ્યુઅલ બોલ્યો:—"પંચ્યાશી હજાર પાઉન્ડ હું એ જવાહીરને કદી પણ છોડવાનો નથી."

સર હીલારી સેમ્યુઅલ તરફ જરા પણ ધ્યાન ન આપતા બોલ્યો "પંચ્યાણું હજાર પાઉન્ડ."

સેમ્યુઅલ બોલ્યો:—"એક લાખ પાઉન્ડ."

મિ૦ ફસવીએ કહ્યું—"લાખો પાઉન્ડની ચીજ! એક લાખ પાઉન્ડમાં જાય છે જેને બોલવું હોય તે બોલો."

સર હીલારી બોલ્યો:—"એક લાખ દશ હજાર પાઉન્ડ."

હવે સર્વે જોનારાની દૃષ્ટિ સેમ્યુઅલનાં મુખ તરફ વળી તેના મુખ પર આખા અંગનું લોહી ધસી આવી એકત્ર થયું થયું હતું.

મિ૦ ફસવીએ કહ્યું:—'એક લાખ દશ હજાર થયા છે. મિ૦ સેમ્યુઅલ બોલો! કાંઇ વાધો!"

સેમ્યુઅલ કાંઇ પણ બોલ્યો નહીં. એટલે ફસવીએ "એક લાખ દશ હજાર પાઉન્ડ "ત્રણવાર" એમ બોલીને "કર્ણફૂલ"ની પેટી ટેબલ ઉપર મુકી દીધી. પછી તે બોલ્યો:—"સર હીલારી! આ જગપ્રાસદ્ધ ભૂષણ તમારૂં થયું. તમે એ ખરીધું એ માટે હું બહુજ ખુશ થયો છું. મને આશા છે કે એ આભૂષણ જરૂર તમારી પત્નીનું મન રંજન કરશે."

સર હીલારીએ કહ્યું:—"ઝવેરીની સાથે હરિફાઇ કરવાથી એનું મૂલ્ય વધી ગયું છે પણ એ માટે હું દિલગીર નથી એને હું ખરીદી શક્યો એ આનંદની વાત છે! જો ઝવેરી હજુ આગળ વધત તો લાચારીએ મારે પણ વધવું પડત મિ૦ બ્લેક! શું એ કર્ણફૂલની કિમ્મત વધી ગઇ છે?"

મિ૦ બ્લેકે કહ્યું:–"એ કહેવું મુશ્કેલ છે. એવી શોખની ચીજોની કીમ્મત પસન્દગી ઉપર થાય છે. તમે એ 'કર્ણફુલ'ને સંભાળી ઘેર લઇ જજો, એના ઉપર ઘણા લોકોની દ્રષ્ટિ હશે અને બીજાની વસ્તુ પોતાની કરી લેવાનો તો તેવા લોકોનો તો ધન્ધોજ છે."

સર હીલારીએ કહ્યું:–તમે, તથા તમારા સાથીઓ મારી સાથે મારા ઘર સુધી આવવાની કૃપા કરશો તો પછી મને કોઇ પણ જાતની ચિંતા નથી."

મિ૦ બ્લેકે કુટ્સની સામે જોયું. કુટ્સે ઇશારતથી પોતાની સમ્મતિ દર્શાવી. તેણે વિચાર કર્યો:–'બેટ અહીંથી તો એ અમુલ્ય વસ્તુને ચોરી શકયો નહી, પણ સર હીલારી જયારે એને અહીંથી ઘેર લઇ જશે ત્યારે ચોરવાનો પ્રયત્ન કરશે. તેથી છેક છેવટ સુધી એનું અવલોકન કરવુંજ જોઇએ."

હવે સર હીલારીએ ક્રસવીને કહ્યું:-"મિ૦ ક્રસવી ! તમારા "કર્ણફુલ"ના કિમ્મતમાં ચેક આપીશ તો ચાલશે. કારણ કે અહીં મારી પાસે એટલા રોકડા પાઉન્ડ નથી."

મિ૦ ક્રસવીએ કહ્યું:–"ચાલશે તમે ચેક આપો; એમાં શી હરકત છે ?"

સર હીલારીએ ગજવામાંથી સોનાની ફાઉન્ટનપેન અને ચેક–બુક કાઢી એક લાખ દશ હજાર પાઉન્ડનો ચેક લખી આપ્યો. મિ૦ ક્રસવીએ પણ સામી રસીદ લખી આપી. અને અલંકારની નાની પેટી સર હીલારીના હાથમાં આપતાં કહ્યું:–"સર હીલારી ! ભારત સમ્રાટની બેગમ નૂરજહાંના હીરાલંકાર યોગ્ય માણસના હાથમાં ગયા, તેથી હું અત્યંત પ્રસન્ન થયો છું. હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે અમુલ્ય આભૂષણ તમારી સુખ સમૃદ્ધિની વૃદ્ધિ કરી, લેડી વેજનું મનરંજન કરો ! અને તમારૂં દામ્પત્ય જીવન સુખી નીવડો !"

સર હીલારીએ કહ્યું:–"તમારૂં કહેવું સફળ થાઓ !"

ત્યાર પછી સર હીલારીએ કર્ણફુલનું બોકસ ખોલ્યું અને ક્રસવીનાં મુખ સામે જોઇને તેણે કહ્યું:–"મિ૦ ક્રસવી ! તમે ભૂલ

કરી છે. તમે મને કયું બોક્સ આપ્યું? આમાં તો "કર્ણફૂલ"નું નામ નિશાન પણ નથી."

મિ૦ કસવીએ આંખો ફાડી વિસ્મયતા પૂર્વક કહ્યું:–"મેં ભૂલ કરી છે? તમે એ શું કહો છો? મેં "કર્ણફુલ"નુંજ બોક્સ તમને આપ્યું છે. શું એમાં તે નથી?" એટલું કહી તેણે તે બાઇને જે જોયું જેથી તે બેશુદ્ધ થવાની અણી પર આવી ગયો! કારણ કે બોક્સ ખાલી હતું. તેમાં કર્ણફૂલ નહોતાં!!!

## પ્રકરણ ચોથું. ચોરની ચતુરાઈ.

કલ્પનામાંએ ન આવે એવી બીનાને જોઇને મિ૦ કસવીનાં શીરપર જાણે વજ્રઘાત થયો હોય એવો તે થઇ ગયો! તેનું મ્હોં સુકાઇ ગયું અને આંખોમાં ભયના ચિન્હ દેખાવા લાગ્યાં. બન્ને હાથે પોતાનું માથું દબાવી સર હીલારીનાં મ્હોં સામે જોતો જોતો તે નીચે બેસી ગયો.

સર્વ જોનારાઓ ચૂપચાપ ઉભા રહ્યા હતા. ચારે બાજુ એવી શાન્તી પ્રસરી રહી હતી કે એક ટાંકણી પડે તો તેનો પણ ચોખ્ખો અવાજ સંભળાઇ શકે કેટલીક ક્ષણ પછી ભારે સ્વરે મિ૦ કસવીએ કહ્યું:–"મારા અમૂલ્ય હીરાના અલંકાર કયાં ગયા?"

સર હીલારીએ કહ્યું:–"હું પણ એજ પૂછું છું હું ધારૂં છું કે બોકસ આપવામાં તમારી ભુલ થઇ છે! અસલ બોકસ કાઢી આપવાથી સર્વ ભુલ સુધરી જશે. તમે આમ ગભરાઇ શા માટે ગયા છો?'

મિ૦ કસવીનું શરીર પવનની હાલતાં પાંતરા માફક કંપી રહ્યું હતું તેણે તે બોકસની સામે જોતાં કહ્યું:–"નહીં હું ભુલ્યો નથી. મેં તમને કર્ણફુલનુંજ બોકસ આપ્યું છે. અલંકારની ચોરી થઇ છે! હે પ્રભુ! તમે મારો આવો સર્વ નાશ શા માટે કર્યો! હાય! હું લૂંટાઇ ગયો!"

સર્વે કસવીની વાત સાંભળી એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા. પણ ખરી હકીકત કોઇ સમજી શકયું નહોતું. મિ૦ બ્લેક ઉત્તેજિત ભાવથી કસવીની પાસે જઇને બોકસ હાથમાં લઇ તેને તપાસ્યું.

તેણે જોયું તો મખમલની નીચે સફેદ કાગળનો ટુકડો તેને જણાયો. તેને બહાર કાઢયો તો તેમાં રબ્બરના અક્ષરોમાં છાપેલું હતું કે:—

"ધન્યવાદ સાથે લીધાં.......................................બેટ."

એ વાંચી મિ૦ બ્લેકનું માથું ફરવા લાગ્યું. ક્ષણભરને માટે તેની વિચારશકિત ગુમ થઇ ગઇ! આવી રીતનો અલૌકિક બનાવ તેણે પોતાનાં આખા જીવનમાં કદી પણ સાંભળ્યો ન હતો. તે સમજી ગયો કે "કર્ણફુલ" ચોરાઇ ગયા. અને તે બેટેજ ચોર્યાં છે કારણ કે તેની સાબીતી પણ મોજુદ છે. પણ તે તેણે કેવી રીતે ચોર્યાં એજ સમજવુંજ મુશ્કેલ હતું!

એક કલાક પહેલાં એજ બોકસમાં તે હીરા–અલંકારને બ્લેકે પોતાની નરી આંખોએ જોયાં હતાં. કલવીએ તે બતાવી બીજા કોઇના હાથમાં ન આપતાં સર હીલારીનાજ હાથમાં આપી. પછી બોકસ ત્રીજોરીમાં મુકયું હતું. સર હીલારીએ સર્વની સમક્ષ તે બોકસ ખોલ્યું હતું અને બોકસમાં કર્ણફુલ નહોતાં એ જાદૂ અથવા મંત્રપ્રયોગ નહીં તો બીજું શું?

એ સર્વ બાબતોનો મિ૦ બ્લેક વિચાર કરતો હતો એટલામાં બોકસમાંનો બેટનો પત્ર વાંચી કુટ્સ એકદમ ચોંકી ઉઠયો અને બરાડ મારીને બોલ્યો:—"ચોરી! ચોરી!! અલંકાર ચોરાઇ ગયા છે. ચોર બેટ છે!!!"

ઇન્સ્પેકટરની બરાડ સાંભળીને મિ૦ બ્લેક જાણે ઉંઘમાંથી જાગ્રત થતો હોય તેમ તેણે સત્તાસુચક સ્વરે કહ્યું: "હમણાંને હમણાં! સર્વ બારણાં બન્ધ કરો. કોઇ બહાર જઇ શકે નહીં. નુરજહાં બેગમનાં સુપ્રસિદ્ધ "કર્ણફુલ" હાંથીજ ચોરાયાં છે. ચોર હજી છટકી ગયો નથી તેને પકડવો જોઇએ"

મિ૦ બ્લેકનું કહેવું સાંભળી પહેરેગીરો ઓરડાનાં બારણાં બંધ કરી દ્વાર સાથે પોતાની પીઠ લગાડી પત્થરનાં પૂતળાં પ્રમાણે ઉભા રહ્યા. ત્યાંના બન્ને ડીટેકટીવો પણ પહેરેગીરોની આજુબાજુ આવીને ઉભા. તે ઓરડામાંથી કોઇ બહાર નીકળે એ અસંભવિત હતું.

ઓરડાના દ્વારા બંધ થતાંજ સર્વેની ખાત્રી થઇ કે જવાહીરની ચોરી થઇ છે. સર્વે પોતપોતાનો અભિપ્રાય આપવા લાગ્યા. કોઇએ કહ્યું:' 'આવા બંદોબસ્તમાંથી અલંકાર ચોરાઇ જવા એ અસંભવિત છે." કોઇએ કહ્યું: "એવો કોણ છે કે આટલા માણસોની સમક્ષ ચોરી કરે?"

સર હીલારીને અત્યાર સુધી ખાત્રી નહોતી કે 'કર્ણફુલ' ચોરાઇજ ગયાં છે. મુળ વાત શું છે તે ન સમજવાથી તે મિ૦ બ્લેકનાં મુખ સામે આતુર દ્રષ્ટિએ જોવા લાગ્યો. મિ૦ કસવી હજી સુધી શુદ્ધિમાં આવ્યો નહોતો. સન્નિપાતના રોગી જેવી તેની અવસ્થા હતી. તેની આંખો સામે અંધારૂં છવાઇ રહ્યું હતું. શુદ્ધિ પર આવતાંજ તેણે કહ્યું: "મિ૦ બ્લેક! મારા આભૂષણો ચોરાઇજ ગયા! હાય! હાય મારે તો દેવાળું કાઢવું પડશે."

સર હીલારીએ કહ્યું: "શું! ખરેખર કર્ણફુલો ચોરાઇ ગયાં છે?"

મિ૦ બ્લેકે કહ્યું: "હા ચોરાઇ ગયાં એ વાત નિર્વિવાદ છે. તેમજ એ ચોરના જેવો ધુર્ત અને અદ્ભુત યુક્તિબાજ ચોર આખી દુનિયામાં બીજો ન હોય. જે ન બની શકે તે તેણે બનાવ્યું છે. નહી તો આપણી સર્વની આંખોમાં ધુળ નાખી તે "કર્ણફુલ" શા રીતે ચોરી શકે? વળી આ ચોરી એ કરવાનો છે! એવી ખબર ગઇ કાલે મને ટેલીફોનથી તેણે આપી હતી. હું તેને પકડવાજ અહીં આવ્યો હતો, પણ મારી તે સર્વ મહેનત વ્યર્થ ગઇ!"

સર હીલારીએ કહ્યું: "ઓહ! તે એવો ભયંકર ચોર છે! મિ૦ બ્લેક! એ અલંકાર ગમે ત્યાં હો તમારે તે શોધવાજ પડશે. મારે તેની ખાસ જરૂર છે. એને માટે હું ગરીબ થઈ જાઉં તો પણ કાંઇ હરકત નહીં. જે માણસ એ 'કર્ણફુલ" લાવીને મને આપશે તેને એક હજાર પાઉન્ડ હું ઇનામ આપીશ"

મિ૦ કસવીએ રૂંધાયલા સ્વરે કહ્યું: "હું પણ તેને એક હજાર પાઉન્ડ આપીશ એનો પત્તો અવસ્ય લાગવો જોઇએ. નહીં તો મારે મરવુંજ પડશે. પણ મિ૦ બ્લેક! એ ચોરને પકડશે કોણ? આખા

યુરોપમાં સર્વોત્તમ ડીટેકટીવ તો તમેજ છો. હું તમને વિનંતિ કરૂં છું કે એ કામનો ભાર તમારે લેવો. બીજાથી એ કામ બની શકવાનું નથી. મિ૦ કુટ્સ તમે પણ સ્કોટલાંડ યાર્ડના ડીટેકટીવોમાં અગ્રગણ્ય છો. તેથી તમે પણ જરૂર મિ૦ બ્લેકને મદદ કરશો. એનાથી તમારૂં ગૌરવ વધશે એનો પત્તો તમે લગાડશો તો હું તમો દરેકને એક એક હજાર પાઉન્ડ ઇનામ આપીશ."

મિ૦ બ્લેકે કોઇ પણ પ્રકારનો અભિપ્રાય આપ્યો નહીં. તે ગુપચુપ ખાલી બોક્સ તરફ એકી નજરે જોતો જડ જેવો ઉભોજ રહ્યો કેટલીકવાર ચિન્તામાં ગોથા ખાધા પછી એક નિશ્વાસ મુકી તે બોલ્યોઃ–"હું એ ચોરને શોધી કાઢીશ! પરંતુ તમારે એમ ન સમજવું કે તમારા ઇનામને માટે હું આ કાર્ય કરવા તત્પર થયો છું. મારે તમારૂં ઇનામ જોઇતું નથી. જે ચોરે મારી આંખોમાં ધુળ નાખી ચોરી કરી છે તેને હું પકડીશ–તો તેજ મારૂં ઇનામ છે. વધારે શું કહું? જે કોઇ મને એનો પત્તો મેળવી આપે તો હું પોતે તેને એક હજાર પાઉન્ડ ઇનામ આપવાની પ્રતિજ્ઞા કરૂં છું."

મિ૦ બ્લેકની વાત સાંભળીને, સર હીલારી વેજ પ્રશંસાપૂર્ણ દ્રષ્ટિથી તેનાં મ્હોં તરફ જોઇને બોલ્યોઃ–"મિ૦ બ્લેક! તમારી વાત સાંભળી મને બહુ સંતોષ થયો છે, હું સમજી ગયો છું કે ચોર પકડવાની તમારી પણ પ્રબળ ઇચ્છા છે. તમારા કરેલા પ્રયત્નો જો સફળ ન થશે, તો અમે સમજીશું કે અમારૂંજ કમનસિબ છે."

મિ૦ બ્લેકની વાત સાંભળી ઇન્સ્પેકટર કુટસે (મનમાંજ) કહ્યુંઃ– "કોણ જાણે કેટલીયે નામોશી મિ૦ બ્લેકના નસીબમાં લખેલી હશે. જે વસ્તુ સર્વના દેખતાં ચોરાઇ ગઇ તેનો પત્તાએ શી રીતે લાગશે?"

સ્મિથ કાંઇ પણ બોલ્યો નહી. મિ૦ બ્લેકની શક્તિ પર તેને અગાધ વિશ્વાસ હતો. તો પણ બ્લેકની પ્રતિજ્ઞાથી તેને શાન્તિ ન થઇ કારણ કે તે જાણતો હતો કે બેટના જેવા શક્તિશાળી ચોર

સાથે આ હરિફાઇ છે.

વધુ ખાત્રી કરવા કુટસે એકવાર ફરીને મિ૦ કસવીને કહ્યું તમે નકામા દિલગીર થઈ ગયા છો "કર્ણફૂલ" ત્રીજોરીમાંજ હશે, આટલા માણસોની સામે ચોરી થાય એ ન બનવાજોગ છે. તમે એકવાર શોધી જુઓ."

મિ૦ કસવીએ નિરાશાથી કહ્યું:-'નહીં ભાઇ નહીં, તે ત્રીજોરીમાં નથી આ મખમલનું બોકસજ એ કર્ણફૂલ રાખવાનું સ્થાન છે."

મિ૦ બ્લેકે કહ્યું:-"કુટસ! મિ૦ કસવીની વાત ખરી છે. જવાહીર ચોરાઇજ ગયો છે. કારણ કે ચોરીની સાખીની ચોર બોકસજ મૂકી ગયો છે. તે શું તમે ભૂલી ગયા?"

ઇન્સ્પેકટર કુટસે કહ્યું:-"ચોરી થઇ એ ખરૂં, પણ ચોરીનો માલ હજી અહીંજ હશે કારણ કે હજુ એક પણ માણસ ઘરની બહાર ગયું નથી. માટે બેટ અહીંજ હોવો જોઇએ. પરન્તુ આ સર્વમાં કોણ બેટ છે એ જાણવું મુશ્કેલ છે. આ સંજોગોમાં સર્વની જડતી લેવી જોઇએ."

મિ૦ કસવી ત્યાં ઉભેલા સર્વ માણસો તરફ નજર ફેરવી કુટસનાં કહેવાનો સ્વીકાર કરવા માટે જરા નારાજ થયો. કારણ કે સર્વ માણસો ધનવાન અને આબરૂદાર હતા. છતાં તે અમૂલ્ય કર્ણફુલોની આશાનો ત્યાગ કરવો એ પણ મુશ્કેલ હતું. હવે શું કરવું જોઇએ એ તે ચોક્કસ ન કરી શકવાથી તે ચૂપજ બેસી રહ્યો.

તેને ચૂપ જોઇને મિ૦ બ્લેકે કહ્યું:-"આ બાબતમાં વિચાર કરવાનું કામ નથી. દરેકનાં કપડાંની જડતી લેવી પડશે. જે નિરપરાધી છે તેને એમાં શરમાવાનું કાંઈ કારણ નથી; છતાં એ પણ નક્કીજ છે કે:-જડતી લેવાથી કાંઈ પણ ફળ મળવાનું નથી! સારૂ પરિણામ શા માટે આવવાનું નથી તે અમે કહી શકતા નથી. પણ એવી ખાત્રી છે કે હવે આ મકાનમાં કર્ણફુલ નથી. બેટ તેને લઇને નિર્વિઘ્ને નાશી ગયો છે."

સ્મિથ બ્લેકની વાત સમજી જઇને મનમાંજ બબડવા લાગ્યો:-"નાશી શી રીતે ગયો હશે! તે કાંઇ મારા ધ્યાનમાં આવતું નથી."

બ્લેક આ વખતે વિકટ ગુંચવાડામાં પડી ગયો હતો, તેની અવસ્થા જોઇને ઇન્સ્પેક્ટર કુટસ મનમાં હસતો હતો.

ત્યાર બાદ ઇન્સ્પેક્ટરે મૂચ્છપર હાથ ફેરવતાં કહ્યું:–"ગૃહસ્થો ! તમારામાંના બધા મને ઓળખે છે કે નહીં તે હું નથી જાણતો હું સ્કોટલાંડ યાર્ડના ડીટેક્ટીવ વિભાગનો ઇન્સ્પેક્ટર કુટસ છું. પોલીસ ઓફિસર તરીકે હું તમો સર્વને જણાવું છું કે આ ઓરડામાંથી મિ૦ કસત્રીનાં કર્ણફુલ ચોરાઇ ગયાં છે. ચોર આટલામાંજ છે ? તમારામાં કોઇ છે કે નહીં તે હું નક્કી કહી શકતો નથી, તેથી દરેકનાં કપડાંની જડતી લેવાની જરૂર છે. આશા છે કે એને માટે કોઇ પણ વાંધો ઉઠાવશે નહીં તમે સર્વ જાણતાજ હશો કે એક લાખ દશ હજાર પાઉન્ડની કિમ્મતનું જવાહીર ચોરાઇ જવાથી તેની શોધ માટે સર્વ પ્રકારના ઉપાયો કરવા પડે છે."

ઇન્સ્પેક્ટર કુટસનું કહેવું સાંભળીને પોતાનું અપમાન સમજી જડતી લેવા માટે વાંધો ઉઠાવતાં સુપ્રસિદ્ધ ઝવેરી મિ૦ રોમ્યુઅલે કહ્યું. "મને કોઇ પણ ચોર સમજી સન્દેહ કરશો નહીં પણ આ પ્રમાણે જડતી લેવી એ અત્યંત અપમાન સૂચક છે. હું એ કર્ણફૂલને અડક્યો પણ નથી એ હકીકત મિ૦ કસત્રી સારી રીતે જાણે છે ! કેમ મિ૦ કાફર્ડ તમારો શો મત છે ?"

મિ૦ કાફર્ડે કહ્યું:–"લીલામ જોવા આવી આટલો વખત ગુમાવ્યો અને જતી વખતે ચોરીનો ચાંલ્લો કપાળે લગાડી જવું એ પણ એક પ્રકારની વિચિત્રતા નહીં તો બીજું શું ? અહીંઆ આવવામાં હવે શોભા રહી નથી."

મિ૦ કાફર્ડનાં કથનનું ખંડન કરતાં બ્લેકે કહ્યું:–'ઇન્સ્પેક્ટર કુટસના કહેવા પ્રમાણે જડતી લેવામાં અશાન્તિ–થવાનો સંભવ છે. મારું સર્વને નમ્ર નિવેદન છે કે જ્યારે એ જવાહીરને મિ૦ કસત્રીએ અને અમે નથી ચોર્યું તેમજ તમારામાંથી પણ કોઇએ તે ચોર્યું નથી; તો પણ વ્હેમ ટાળવાને માટે આપણાં સર્વનાં વસ્ત્રોની તપાસ કરવામાં આવે તો તેમાં

આપણને કોઇ પણ પ્રકારનો વાંધો ન હોય? જવાહીર ચોરાયું છે એમાં તો લેશ પણ શક નથી પણ એનો ચોરનાર કોણ છે? એ જાણવું મુશ્કેલ છે! તેથી તપાસ કરવી એ જરૂરનું છે. જેણે એ નથી ચોર્યાં તેને એમાં વાંધો હોય શકે નહીં અમારી પણ તપાસ થશે અમે પણ અમારા ઉપરનો સંદેહ દૂર કરવીશું."

મિ૦ બ્લેકનું કહેવું સાંભળી મિ૦ સેમ્યુઅલે કહ્યું:-હા; મિ૦ બ્લેકની વાત ખરી છે. આપણે શા માટે નકામો આપણા ઉપર વ્હેમ રાખવા દઈએ? અમારા કપડાંની ભલે તપાસ થાય. એમ કહીને સેમ્યુઅલ બન્ને હાથ ઉંચા કરીને ઉભો રહ્યો. પછી તો કોઇને વાંધો રહ્યો નહીં. સર્વે મનમાં સમજ્યા કે જે માણસ વાંધો લેશે તેજ નક્કી ચોર ગણાશે.

ત્યાર પછી બે ડીટેક્ટીવે એઓએ મિ૦ બ્લેકના ઇસારાથી સેમ્યુઅલનાં કપાં તપાસવા માંડયાં. તેની ટોપીથી બુટ સુધી તમામ જોયું પણ ચોરાયલાં કર્ણફુલ મળ્યાં નહીં!

આ પ્રમાણે દરેક માણસનાં વસ્ત્રોની તપાસ થઇ પણ કાંઇ પણ પરિણામ આવ્યું નહીં. સર હીલારીએ પોતાનો કોટ બતાવ્યો અને બાકીનાં સર્વ વસ્ત્રો બતાવ્યાં છતાં પણ પરિણામ શુન્યજ આવ્યું. સર હીલારીએ પછી સ્મિતહાસ્ય કરતા કહ્યું:"ખરેખરો ખેલ છે. વિચારવાની વાત તો એ છે કે જે વસ્તુ પૈસા આપી મેં પોતે ખરીદી છે તે હુંજ ચોરૂં? તેને માટેજ મારી પણ જડતી? ઇન્સ્પેકટર કુટ્સ તમે તો બેટ નથી!"

કુટ્સે કહ્યું:"ગભરાઓ નહીં મારા વસ્ત્રોની પણ તપાસ થશે"

ત્યાર પછી મિ૦ બ્લેક કુટ્સ, ક્રસવી, અને સ્મિથ વિગેરે સર્વનાં વસ્ત્રો તપાસાયાં પણ કાંઇ પણ લાભ થયો નહીં.

મિ૦ બ્લેકે કહ્યું: "મેં પહેલેથીજ કહ્યું'તું કે તપાસમાં કાંઇ પણ લાભ થવાનો નથી. કારણ કે બેટ તે ચોરીને ચાલ્યો ગયો છે, કર્ણફુલ તેની પાસે છે. હવે તેને પકડવા માટે શું કરવું જોઇએ?"

ઇન્સ્પેકટર કુટસ બોલી ઉઠયો:'કરવાનું શું? મારૂં માથું કાપી

લ્યો: આ વખતે જેટલી મારી માનહાનિ થઇ છે તેનાં કરતાં તો મારૂં શીર કપાઇ ગયું હોત તો મને એટલું દુઃખ થાત નહીં. હું પ્રથમથીજ જાણતો હતો કે આ જાદુગરનું કામ છે. મેં એવા ઘણાં પુસ્તકોમાં વાંચ્યું છે કે 'હિંદુસ્થાનમાં જાદુગરો જે વસ્તુને અડકે તે ગુમ થઇ જાય છે. પરંતુ આ બેટ તેનો પણ ગુરૂ છે. કારણ કે એને તો ચોરવાની વસ્તુને અડકવાની પણ જરૂર પડતી નથી.'

મિ૦ બ્લેકે હસીને કહ્યું:–"કુટસા દિવાના ના બનો! આ ચોરી છે! જાદુ નથી! આપણે એ ચોરની યુકિત સમજી શકતા નથી એટલી આપણી બુધ્ધિ ઓછી છે. અને તેથીજ તમે આ ચોરીને જાદુ સમજો છો."

મિ૦ કસવીએ કહ્યું:–"તમારી વાત સાંભળીને મને એમ લાગે છે કે; તમે આ ચોરને પકડશો. ખરેખર શું તમે તેને શોધી કાઢી મારી આબરૂનું રક્ષણ કરશો!"

મિ૦ બ્લેકે કહ્યું:–"હા; આશા તો એવી છે; અને આશાજ મારો મુળ મંત્ર છે. હું કદી પણ નિરાશ થતો નથી. મિ૦ કસવી! હું તમને ખાત્રી આપું છું કે ચોરના મ્હોંમાંથી એ "કર્ણફુલ" કઢાવવાં એ માણસનુંજ કામ છે. એટલે તમારી ચોરાયલી વસ્તુ તમને જરૂર મળશે પણ તમારા "કર્ણફુલ" કયાં છે- અને કોની પાસે છે! તે હું અત્યારે જાણતો નથી; સર્વ અંધારામાં છે તોપણ હું તમને કહું છું કે તમે નિરાશ થશો નહી."

મિ૦ કસવીએ ગજવામાથી સર હીલારીનો ચેક કાઢી તેના હાથમાં પાછો આપતાં કહ્યું:–' સર હીલારી! તમે તમારો ચેક પાછો લ્યો. તમને "કર્ણફુલ" મળ્યાં નથી એટલે તમે દિલગીર થયા હશો જો અલંકાર તમને પહોંચ્યા પછી ગુમ થઇ જાત તો તમારો ચેક તમને પાછો મળી શકત નહીં પણ તમને તે મળ્યાં પહેલાં ચોરાઇ જવાથી તમે નિર્દોષ છો!"

સર હીલારીએ કહ્યું:-"મારાં દુર્ભાગ્યથીજ એ કર્ણફુલ ચોરાઇ ગયાં છે અને તેથી મને ઘણું દુઃખ થાય છે. બે લાખ પાઉન્ડ એની કિમ્મત આપવી પડત તો પણ હું તે લીધા સિવાય રહેત નહી. ખેર, જે થવાનું હતું તે થયું. મિ૦ કસવી! હું મારો ચેક પાછો લઇ લઉં છું. જ્યારે

મિ० બ્લેક એ કર્ણફુલ શોધી કાઢશે અને મને મળશે ત્યારે હું એના પૈસા તમને આપી દઇશ. મારા પિતાને કેટલીયેવાર મિ० બ્લેકે મદદ કરેલી હોવાથી મને એમના કાર્ય ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ છે."

મિ० કસવીએ કહ્યું:-"ઇશ્વર કરે ને મિ० બ્લેક આ કામમાં સફળતા મેળવે;હું ઘણા દિવસથી લીલામનો ધંધો કરૂં છું પણ અત્યાર સુધીમાં કોઇપણ વસ્તુ મારે ત્યાંથી ચોરાઇ નથી. આજની આ બાબતમાં મારો કાંઇ પણ દોષ નથી કારણ કે મારી બેદરકારીથી આ કર્ણફુલ ચોરાયાં નથી."

મિ० બ્લેક બોલ્યો:-"મિ० કસવી! તમે તદ્દન નિર્દોષ છો! જે ચોરે તમારાં કર્ણફુલ ચોર્યાં છે તેના જેવો ચાલાક ચોર આખા યુરોપમાં બીજો નથી. તેણે માત્ર તમારોજ સર્વ નાશ કર્યો છે એમ નથી પણ તમારા જેવા ઘણા ગૃહસ્થોને નુકશાન પહોંચાડ્યું છે."

સર હીલારીએ કહ્યું:-"તમે શું કહ્યું? જેનું નામ બેટ છે તે એકજ માણસે ઘણા લોકોને ત્યાં ચોરી કરી છે? જો તમારી એ વાત સત્ય હોય તો તો તેના જેવો બીજો ચોર પૃથ્વી પર નથી અને તેને માટેજ મિ० બ્લેક-તેને તમારે કોઇપણ ઉપાયે પકડવોજ જોઇએ."

ત્યારબાદ ઇન્સ્પેક્ટર કુટ્સે પોતાના સિપાઇઓને તે ઓરડાના દરવાજા ખોલવાનો ઇશારો કર્યો. દરવાજો ઉઘડતાંજ મિ० સેમ્યુઅલ, કાફર્ડ વિગેરે સદ્દગૃહસ્થો ચાલ્યા ગયા. પાંચ મિનિટ પછી "ડેલી ઓાડર્સ" નામના પત્રનો એક રિપોર્ટર આવ્યો અને તે આશ્ચર્યજનક ચોરીનો રીપોર્ટ લખીને ચાલ્યો ગયો. ધીમે ધીમે ઘણા પત્રોના રિપોર્ટરો આવ્યા તે પણ લખીને ચાલ્યા ગયા કારણ કે એવા સમાચારોથી પત્રની નકલો વધુ પ્રમાણમાં ખપતી.

મિ० બ્લેક, ઇન્સ્પેક્ટર કુટ્સ અને સર હીલારી હજી સુધી લીલામખાનામાંથી ગયા નહોતા ત્યાં માણસો વધારે આવવા લાગ્યા

એટલે બ્લેકે કહ્યું "સ્મિથ! હવે આપણે ઘેર જવું જોઇએ નકામો વખત ગુમાવવામા કશો લાભ નથી. મિ૦ કસવી! આ ચોરીની બાબતમાં જો મને કાંઇ નવી ખબર મળશે તો હું તમને જણાવીશ. જ્યાં સુધી એ કર્ણફુલ મળશે નહીં ત્યાં સુધી હું શાન્ત થવાનો નથી. તમે વિશ્વાસ રાખજો. ચોરને જરૂર હું પકડીશ."

મિ૦ કસવીએ કહ્યું:–"મિ૦ બ્લેક આ વિકટ સંકટમાંથી મને બચાવવો એ આપનાજ હાથમાં છે."

સર હીલારીની મોટર નીચે ઉભી રહી હતી. એના જેવી મોટર લંડન શહેરમાં બેચારજ હતી કારણ કે તેની કિમ્મત ઓછામાં ઓછી ત્રીસ પાંત્રીસ હજાર રૂપીઆ હતા.

સર હીલારી, મિ૦ બ્લેક, ઇન્સ્પેક્ટર કુટ્સ અને સ્મિથની સાથે મોટરની પાસે આવ્યો. તેનો સુવેશધારી મોટર ડ્રાઇવર ટોપી ઉતારીને અદબથી ઉભો થઇ ગયો. સર હીલારીએ પોતાને હાથે મોટરનું બારણું ઉઘાડીને મિ૦ બ્લેકને કહ્યું:–'તમે મારી સાથે ચાલો, કાંઇક પીણું લઇને હું તમારી સાથે તમારે ઘેર આવીશ અને અદ્ભુત એટની સર્વ કહાણી સાંભળીશ. તેને વિષે જે કાંઇ તમે કહ્યું છે તેનાથી મારી જિજ્ઞાસા પુષ્કળ વધી ગઇ છે."

સર હીલારીની વાત પૂરી થઇ ન થઇ એટલામાં સ્મિથ એકદમ ચોંકી ઉઠયો, તેને એમ કરતો જોઇને સર્વે એકદમ આશ્ચર્યમાં પડી ગયા અને તેને પૂછ્યું:–"કે શું છે?" પણ તેનો ઉત્તર ન આપતાં સ્મિથે મિ૦ બ્લેકની પીઠપર હાથ મુકયો કારણ કે તેની પીઠપર એક નાનો સરખો કાર્ડ ટાંકણીથી લગાડેલો હતો સ્મિથે તે કાર્ડને ઉખેડી બ્લેકના હાથમાં આપતાં કહ્યું:–"સાહેબ જણાય છે કે કોઇએ તમારી મશ્કરી કરવા માટે આ કાર્ડ તમારા કોટપર લગાડયો છે. જુઓને એમાં શું લખ્યું છે?"

મિ૦ બ્લેકે કુતુહલ વશ થઇ કાર્ડ હાથમાં લીધો તેમાં એકજ લીટી લખેલી હતી તે વાંચીને ભ્રમિતની માફક તે સ્મિથની સામે જોઇ રહ્યો. અને કાર્ડ તેના કાંપતા હાથમાંથી નીચે પડી ગયો.

સ્મિથે તે લઇને વાંચ્યો તેમાં લખેલું હતું કેઃ-

'કર્ણફુલ લઇ લીધાં; ઇન્સ્પેક્ટર કુટ્સને કહો કે તમારા ઘડીઆળમાં કેટલા વાગ્યા તે જુવો-- "બેટ"

મિ૦ બ્લેકે ચારે તરફ જોયું તો ત્યાં સ્મિથ, કુટ્સ અને સર હીલારી સિવાય કોઇ નહોતું! ત્યારે એ કાર્ડ કોણે તેની પીઠપર લગાડયો? પહેલાં તો કોઇએ એ જોયો નહોતો. આ કેવું રહસ્ય ઇન્સ્પેકટર કુટ્સને બ્લેક ઘડીઆળમાં જોવાનું કહ્યું.

કુટ્સે કહ્યું:-"હું મારી ઘડીઆળમાં જોઉં? તમારી પાસે ઘડીઆળ નથી! એટલું કહીને કુટ્સે જાકીટના ગજવામાંથી ઘડીઆળ કાઢવા અછોડો ખેંચ્યો. પરંતુ અછોડા સાથે ઘડીઆળ ન આવતાં એક કાગળનો ટૂકડો ખેંચાઈ આવ્યો! તેણે આશ્ચર્ય સાથે જોયું તો તેની કિમતી ઘડીઆળ જાકીટના ગજવામાં નહોતી! તેનું માથું ફરવા લાગ્યું આંખો જાણે બંધ થઇ ગઇ! તે કાંઇપણ બોલી શકયો નહીં. મિ૦ બ્લેકે તે કાગળને અછોડામાંથી કાઢીને જોયું તો તેવાજ અક્ષરોથી તેમાં છાપેલું હતું કેઃ " કુટસ? હવે જાઓ, આજેજ તમારી નોકરીનું રાજીનામું આપી દો -બેટ"

---

## પ્રકરણ ૫ મું......................અદ્‌ભુત સાહસ.

ઇન્સ્પેકટર કુટ્સ ઘડીઆળ ગુમ થવાથી જ્ઞાનશૂન્ય થઇને ઉભો રહ્યો. લગભગ પાંચ મીનીટ પછી બોલ્યોઃ 'હાય! મારું ઘડીઆળ કોણે ચોર્યું? અછોડો તો ગજવામાંજ છે પણ ઘડીઆળ કોણે લીધું? એ જરૂર બેટનુંજ કારસ્થાન છે મિ૦ બ્લેક! એ પાપીએ તો મને

ચોખ્ખો કરી નાંખ્યો. જરૂર મને એ ગાંડાની હોસ્પીટાલમાં મોકલશે."

મિ૦ બ્લેકે ક્હ્યું: "હા, એ બેટનુંજ કામ છે, પરન્તુ જે વસ્તુ જતી રહી તેનો શોક કરવાથી શો ફાયદો? તમે તો ક્હેતા હતા કે મારે એક દિવસ નોકરીનું રાજીનામું આપી દેવું પડશે, તે તો ન થયું પણ સોનાની ઘડીઆળ મફત જતી રહી, હવે એમ ન થાય કે આ તમારા નાકપરનાં ચશ્મા ગુમ થઇ જાય. તમારા નુકસાનથી મને ઘણું દુઃખ થાય છે!"

કુટ્સ ક્રોધથી રાતો થતો બોલ્યો; "ચૂલામાં જાય તમારૂં દુઃખ! હમણાં જો એ બેટ મારા હાથમાં આવે તો એનું ભેજુંજ કાઢી નાખું." એટલું બોલીને તે ત્યાંથી ગુસ્સામાંજ ત્વરિત ગતિથી એક બાજુ ચાલ્યો ગયો.

ઇન્સ્પેકટરના ગયા પછી સર હીલારીએ કહ્યું:—"મિ. બ્લેક! કુટસને પણ સાથેજ લેવા હતા પણ તે તો એકદમ ચાલ્યા ગયા કિમતી ઘડીઆળ ચોરાઇ જવાથી તેમનું મન ખાટું થઇ ગયું છે ખરેખર બેટ અસાધ્ય સાધક છે! માણસના ખીસ્સામાંથી આ પ્રમાણે ઘડીઆળ ચોરાતાં મેં કદી પણ જોયાં નથી બેટ એક અદ્‌ભુત ચોર છે એમાં તો શક નથી. આજ તમારી સાથે મેળાપ થવાથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. પરંતુ એ સાંભળીને તમે અપ્રસન્ન થશો નહીં કે જો બેટની સાથે મારો મેળાપ થઇ જાત, તો હું વધારે પ્રસન્ન થાત. એવા ચાલાક ચોરને જોવાને માટે હું ઘણો આતુર છું."

મિ૦ બ્લેકે કહ્યું:—"તેને મળવાને હું ઘણો આતુર છું. મને વિશ્વાસ છે કે મારી આશા જલ્દી પૂર્ણ થશે." ત્યારબાદ સર હીલારી, મિ૦ બ્લેક અને સ્મિથને સાથે લઇ હોટલમાં ગયો ત્યાં તેમણે પીણું પીધું ત્યાં મિ૦ બ્લેકે ઝાઝી વાતચીત કરી નહીં. મિ૦ બ્લેક ચિન્તાતુર હતો. કારણ કે જે આશાથી લીલામખાનામાં તે ગયો હતો તે આશા સફળ થઇ નહોતી.

સ્મિથ પણ ચુપજ બેઠો હતો; પણ સર હીલારી તો ઉત્સાહ-પૂર્વક પોતાની આફ્રીકાની મુસાફરીનું વર્ણન સંભળાવી રહ્યો હતો.

હોટલમાંથી સ્વાગત થયા પછી સર હીલારી મિ૦ બ્લેક સાથે તેનાં (બ્લેકનાં) બેકરસ્ટ્રીટવાળાં ઘર તરફ ગયો. મિ૦ બ્લેકનો ઓરડો દેશ પરદેશની ઘણી સુન્દર વસ્તુઓથી શણગારેલો હતો. તે સર્વ વસ્તુઓને જોઇને સર હીલારી ઘણો પ્રસન્ન થયો. દીવાનખાનામાં બેઠા પછી કોફી, સીગારથી મિ૦ બ્લેક સર હીલારીની અતિથિ સેવા બજાવી. પછી સર હીલારીએ કહ્યું: "મિ૦ બ્લેક! હું બેટ વિષે વધારે જાણતો નથી. તમે તેને વિષે જે જાણતા હો તે કહો; હું તે સાંભળવાને ઘણો આતુર થઇ રહ્યો છું."

મિ૦ બ્લેકે કહ્યું:—"હું પણ તમારી માફક બેટ વિષે વિશેષ જાણતો નથી, હું માત્ર એટલુંજ જાણું છું કે તે એક **ચાલાક ચોર** છે; અને જો તે જલ્દી પકડાશે નહીં તો એના અત્યાચારથી કુટ્સ ગાંડો થઇ ગયો છે અને મને પણ તે હેરાન હેરાન કરશે. જ્યાંસુધી હું એને પકડીશ નહીં ત્યાં સુધી નિશ્ચિંતતાથી સૂઇ શકીશ નહીં, અને ત્યાં સુધી બીજું કોઇપણ કામ હું હાથમાં પણ પકડીશ નહીં."

બ્લેકની વાત સાંભળીને સ્મિથે કહ્યું:—"ત્યારે તો તે હવે વધુ વખત સ્વતંત્ર રહી શકશે નહી. જલદીથી તેને જેલમાં જવું પડશે."

સર હીલારીએ કાતર દ્રષ્ટિએ સ્મિથના સામે જોઇને કહ્યું:—"તમારી આ વાત સાંભળીને બેટ જરૂર સાવચેત થઇ જશે."

ત્યારબાદ મિ૦ બ્લેકે દુકાનમાં બેટની કથા સર હીલારીને કહી સંભળાવી. આખરે સ્કોટલાંડ યાર્ડના ટેલીફોનથી બ્લેકની સાથે બેટ વાત કરી હતી તે સાંભળીને સર હીલારીએ સ્મિતહાસ્ય કર્યું. છેવટે

બ્લેકે કહ્યું. 'સો દિવસ ચોરના તો એક દિવસ શાહુકારનો. જરૂર તે પકડાશે હું તેને પકડયા વિના રહેવાનો નથી.

સર હીલારીએ કહ્યું:—"પ્રભુ તમારી આશા પૂર્ણ કરે! હું એ ચોરાયલો અલંકાર મેળવવાને અત્યંત આતુર થઇ રહ્યો છું. મિ૦ બ્લેક એ પાપી ચોરને પકડવામાં જો મારી મદદની જરૂર હોય તો ઘણી ખુશીથી હું તમોને મદદ કરવા તૈયાર છું, મને ખાત્રી છે કે એ કામમાં મને આનંદ મળશે. મારી પાસે પુષ્કળ વખત છે એટલા માટે ચોરનો પત્તો લાગે તો મને ટેલીફોનથી ખબર આપજો હું તમારી પાસે આવીશ."

મિ૦ બ્લેકે કહ્યુ:—"હું હમ્મેશ ઘેર રહેતો નથી એટલે તમને ખબર આપવામાં જરા ઢીલ પણ થાય. તમારાં કર્ણફુલ તમને કયારે મળશે તે પણ હું કહી શકતો નથી છતાં એજ કામ પર હું મંડયો રહીશ."

ત્યાર પછી સર હીલારીએ ત્યાંથી રજા લીધી મિ૦ બ્લેકની પાસે ઘણું કામ હતું પણ તે સર્વ પડતું મૂકી બેટને પ્રથમ પકડવો એ નિશ્ચય કર્યો. તેને બીજે દિવસે ઘણાં માણસો મિ૦ બ્લેકને મળવા આવ્યા, પણ તે કોઇને મળ્યો નહીં. તેમાં મોટા મોટા માણસો હતા પણ તે સર્વને નિરાશ મને પાછા જવું પડયું. બ્લેક આખો દહાડો ક્યાંય ગયો નહીં; માત્ર ચિન્તાતુર ચિત્તે ધુમ્રપાન કરવામાંજ દિવસ વીતાડયો. આખા દિવસમાં કોઇપણ સિદ્ધાંત તે નક્કી કરી શકયો નહીં. રાત્રે બે પ્રહર રાત્રિ વીતી જવા પછી તેને કાંઇક નિદ્રા આવવા લાગી ત્યારે તે ખુરશી ઉપરથી ઉઠી 'કાલે શું કરીશું?' એ વિચાર કરતો શય્યાપર જઇને પડયો. સુતાંની સાથેજ તે નિદ્રાવશ થયો!

મિ૦ બ્લેક કેટલો વખત સુધી નિદ્રાવશ રહ્યો તે તેને માલુમ પડયું નહી. પણ ગંભીર રાત્રિમાં અચાનક તે જાગી ઉઠયો. તેણે આંખો ઉઘાડી જોયું તો ચારે બાજુ અંધકાર પ્રસરેલો હતો. તેને

એમ લાગ્યું કે કોઇના શબ્દથી મારી નિદ્રાનો ભંગ થયો છે. તેને એમ પણ લાગ્યું કે મારા ઓરડામાં કોઇ ગુપચુપ ફરી રહ્યું છે. બ્લેકે પોતાના બિછાના નીચેથી ભરેલી પીસ્તોલ કાઢવાને હાથ લંબાવ્યો ત્યારે તેને જણાયું કે કોઇનો ગરમ શ્વાસોચ્છ્વાસ પોતાના મુખપર આવી રહ્યો છે. એક ક્ષણમાં તેનાં માથાને કોઇ અડકયું અને તત્કાળ તેનું માથું ફરવા લાગ્યું. જરાવારમાં તો તે બેશુદ્ધ બની ગયો!

થોડીક મિનિટ પછી પાછો બ્લેક શુદ્ધિમાં આવ્યો. આંખો ઉઘાડી પણ ઉજ્વળ પ્રકાશના કિરણો અસહ્ય લાગવાથી ઇચ્છા હોવા છતાં પણ તેને આંખો બન્ધ કરવી પડી.

બ્લેક વિચાર કરવા લાગ્યો:-"આ શું છે? હું સુતી વખતે તો બત્તી બુઝાવીને સૂતો હતો. જાગૃત થયો ત્યારે પણ મેં જોયું હતું તો ઓરડો અંધકારથી પરિપૂર્ણ હતો. તો પછી આ પ્રકાશ શાનો?" તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો પણ હાથ કે પગ તેનાથી હલાવી શકાયો નહીં! તેનું કારણ જાણવાને તેણે પ્રયત્ન કર્યો તો જણાયું કે તેના બંને હાથ પગ દોરી વડે પલંગના પાયા સાથે બાંધેલા છે! ડોકું ફેરવીને જોયું તો પાસેજ ખુરસી ઉપર એક માણસ તેને બેઠેલો જણાયો. તેનું શરીર લાંબું પહોળું અને અંગ પ્રત્યંગ પણ બ્લેકનાં જેવાંજ હતાં! તેનાં કપડાં ખાખી રંગના, અને પગમાં પેટન્ટ ચામડાંના બુટ હતાં. તેના જમણા હાથમાં એક પીસ્તોલ હતી અને તે તેણે બ્લેકની છાતી સામે ધરી રાખી હતી.

મિ૦ બ્લેકે તેની સામે જોયું પણ તેને ઓળખી શક્યો નહીં કારણ કે આવનારનું મ્હોં એક ખાખી રંગના બુરખાથી ઢાંકેલું હતું. તેની બનાવટમાં પણ નવીનતા હતી. તે તેની ટોપીનોજ એક ભાગ હતો. માથા પરનો ટોપ બ્રિટિશ સૈનિકોના ટોપ જેવો હતો, બુરખામાં બે

આંખો સિવાય નાકની સામે કેટલાંક છિદ્રો હતા તેથી તે સરળતાથી વાતચીત કરી શકતો હતો. મ્હોની સામે એક નાની સરખી ફાડ હતી. એ સિવાય તે બુરખાથી તેનું ગળું પણ ઢંકાયલું હતું. મિ૦ બ્લેકે બુરખાનાં છિદ્રોમાંથી આગન્તુકનાં બે ચમકતાં નેત્રો જોયાં તેની પ્રખર અને અંતર ભેદી દ્રષ્ટિ જોઇને તે સમજી ગયો એ માણસ અસાધારણ બુદ્ધિવાન અને ધૂર્ત છે. મિ૦ બ્લેકે આગન્તુકની સામે કેટલીકવાર સુધી જોયા કીધું પણ હાથ પગ બાંધેલા હોવાથી તે ઉઠી શકયો નહીં. માત્ર માથું હલાવવાની અને વાત કરવાની તેનામાં શક્તિ હતી. કેટલોક સમય આવનારના હાથમાંની પીસ્તોલ તરફ જોઇ કોમળ સ્વરે તેણે કહ્યું: "પ્રણામ ! સવાર થયું હોય એમ જણાય છે?"

આવનારે ધીમે સ્વરે કહ્યું: "નહીં. હજુ રાતના બે વાગ્યા છે. આ વખત ગૃહસ્થ માણસને મળવા માટે યોગ્ય નથી." આવનારનો કંઠ સ્વર મીઠો અને ભાષા નરમ હતી. શિક્ષીત અને સભ્ય પુરૂષ સિવાય બીજું કોઇ એની માફક વાતચીત કરી શકે નહીં.

મિ૦ બ્લેકના આશ્ચર્યની સીમા રહી નહીં. તેણે કહ્યું:–"આવી વાતોથી શો લાભ ? હવે કૃપા કરીને જણાવો કે આવા કવખતે કયા કારણસર આપે મને દર્શન આપી કૃતાર્થ કર્યો છે ?"

આવનારે કહ્યું:–"હું કદી પણ મારી ઇચ્છા વિરૂદ્ધ કામ કરતો નથી. પણ કોઇએ મળવાનું કહ્યું હોય તો તેને અવશ્ય મળું છું."

મિ૦ બ્લેકે પ્રથમની માફક કોમળ સ્વરે કહ્યું:–"મારી વાત સાંભળીને તમે અસંતુષ્ટ થશો નહીં. મારી સ્મરણ શક્તિ ઘણી તીવ્ર છે એવો મને વિશ્વાસ છે; પરંતુ આ વખતે મારો વિશ્વાસ શિથિલ થયો હોય એમ જણાય છે. મેં કોઇ અપરિચિત વ્યક્તિને આજે મળવાનું કહ્યું હોય એવું મને યાદ નથી. જે લોકોને મારે મળવાનું

હોય છે, તેનું નામ અને મળવાનો સમય હું મારી બુકમાં નોંધી લઉં છું. ટેબલ ઉપર મારી નોટબુક પડી છે તમને કોઇ પ્રકારનો વધો ન હોય તો તે ખોલીને-"

મિ૦ બ્લેક વાક્ય પૂરૂં કરે તે પહેલાંજ આગન્તુકે ટેબલ ઉપરથી લાલ ચામડાએ મઢેલી એક સુન્દર નાની સરખી નોટ બુક લઇ તેનાં પાના ઉલટાવવા લાગ્યો. ત્યાર પછી તે બોલી ઉઠયોઃ–"મિ૦ બ્લેક! આજે છઠ્ઠી અકટોબર છે. આજે તમે કાંઈક અસ્વસ્થ છો; કારણકે આજે જે લોકો અહીં આવીને તમને મળવાના છે તેમાં મારૂં નામ દેખાતું નથી."

વિજળીના ચમકારાની માફક તેને એક વાત યાદ આવી ગઇ તેણે ક્રોધિત સ્વરે પુછ્યું:–'ત્યારે તમે કોણ છો?"

ઉત્તર મળ્યોઃ-"બેટ."

## પ્રકરણ છઠું.........................બ્લેક બંદીવાન!

આવનાર ચોરોનો ગુરૂ બેટ છે એ તેનાજ મુખથી સાંભળી મિ૦ બ્લેકનું માથું ફરવા લાગ્યું અને હૃદય જોરથી ધડકવા લાગ્યું. "શું આ બેટ છે? જે બેટે ઇન્સ્પેકટર કુટ્સને દિવાનો બનાવી દીધો છે, જે બેટે ડગલે ને પગલે મને મુશીબતમાં ઉતારી દીધો છે; જેને પકડવાને માટે મેં નિદ્રા અને આહાર તજ્યાં છે. તે અદ્દભુત પ્રકૃતિનો બેટ મારી પાસે બેઠો છે!" એમ બ્લેક વિચાર કરવા લાગ્યો. તેને પોતાના નેત્રો અને કાનનો વિશ્વાસ આવ્યો નહીં, "શુ! આ જાદુ છે! નહીં જાદુ નથી પ્રત્યક્ષ સત્ય છે." એમ પાછું વિચારી આગન્તુકની સામે જોઇ રહ્યો. થોડી ક્ષણ પછી તેના મનની ચંચળતા દૂર થઇ ગઇ. તેણે ધીર ભાવથી આવનારના અચંચળ નેત્રો પર નજર નાંખી ધીમે ધીમે કહ્યું:–"સાહેબ! તમારા દર્શનથી મને ઘણો આનંદ થયો

છે; પરન્તુ દુઃખ એ વાતનું છે કે તમારો સત્કાર કરવાને હું અસમર્થ છું તમે એક ગૃહસ્થ માણસ આટલી તસ્દી લઇ મારે ઘેર આવ્યા છો; હું શું કરૂં ને શું રહેવા દઉં! એમ મને થાય છે! એક સીગાર તો પીઓ. સામે બોક્સમાં સીગાર મૂકેલી છે તે લ્યો; અને કૃપા કરીને તેમાંની એક સીગાર મને પણ આપશો તો હું આપનો અત્યંત ઉપકાર માનીશ."

આવનારે વગર ઉઠયે હાથ લાંબો કરીને સીગાર કેસ લઇ તેમાંથી એક સીગાર કાઢી કહ્યું "મિ૦ બ્લેક! મેં તમારા બન્ને હાથો કોઈ કારણને માટે બાંધ્યા છે જેને માટે મને પણ દુઃખ થાય છે. તમારા જેવા પ્રસિદ્ધ અને બુદ્ધિમાન ડીટેક્ટીવ સાથે હરિફાઇ સ્વીકારવાથી વિશેષ સાવચેતીની જરૂર છે. હું એવો બેવકુફ નથી કે આત્મરક્ષાની વ્યવસ્થા કર્યા વિનાજ તમારી સામે આવું શું તમને એક સીગાર આપું? તમારા બન્ને હાથો તો બાંધેલા છે તો પછી સીગાર શી રીતે પીશો? વારૂ તમારી ધુમ્રપાનની સગવડને ખાતર તમારો એક હાથ છોડી નાંખું છું છતાં કૃપા કરીને મારા ઉપર હુમલો ન કરશો. મારી પાસે પણ ભરેલી પીસ્તોલ છે. સાવધાન! મારી પીસ્તોલનો કોઇપણ પ્રકારનો અવાજ થશે નહીં અને ગોળી કામ કરશે. તેમજ મારૂં નિશાન પણ નકામું જશે નહીં. તમે તો મારી પાસેજ સૂતા છો એટલે મારૂં કામ પૂર્ણ કરવામાં જરાપણ વાર લાગશે નહીં. પણ મને આશા છે કે તમે નકામા મૃત્યુને આલિંગન કરવા તૈયાર થાઓ એવા બુદ્ધિહીન તો નથીજ. મેં તમને હમણાં જે કહ્યું તે તમારી અત્યારની સ્થિતિને અનુસરીને શિષ્ટાચારની વિરૂદ્ધ છે. પરન્તુ પોતાનું કાર્ય સાધવાને દરેક વખત સરળતાનો આશ્રય લેવો જોઇએ." આમ કહી તેણે મિ૦ બ્લેક પાસે જઇ તેનો જમણો હાથ

છોડી નાંખી તેના હાથમાં એક સીગાર આપી અને દીવાસળી વડે તે સળગાવી આપી. પછી પોતાની સીગાર સળગાવી ને પીવા લાગ્યો.

મિ૦ બ્લેક છાનોમાનો ધુમ્રપાન કરવા લાગ્યો. તેને લાગ્યું કે તે (પોતે) સ્વપ્નમાંજ સીગાર પી રહ્યો છે. બેટનું તેને સ્વપ્ન આવતાંજ તે નિદ્રાવશ થઇ ગયો હતો. સ્વપ્નું સાચું કે આ સાચું? તેનો તે નિશ્ચય કરી શકયો નહીં મ્હોંમાંથી સીગાર કાઢી ધીમે ધીમે બેટે કહ્યું:--

"મિ૦ બ્લેક! મને અહીં જોઇને તમે અત્યંત વિસ્મિત થયા હશો પણ હું વાયદાનો સાચો છું તેની તમને પ્રથમથીજ ખાત્રી થઇ ચુકી છે, અને નહીં થઇ હોય તો આગળ થશે. હું જે કાંઇ કહીશ તે પ્રમાણે ભવિષ્યમાં જરૂર કરીશ. આપને યાદ તો હશેજ. ટેલીફોનની વાતચીતમાં મેં કહ્યું'તું કે હું તમારે ઘેર આવી તમને મળીશ તે વાયદો પૂર્ણ કરવા હું આવ્યો છું"

મિ૦ બ્લેકે કોમળ સ્વરે કહ્યું:-"તમારા મેળાપથી હું વિસ્મિત થયો છું. પણ અસંતુષ્ઠ થયો નથી. તમે આટલી રાત્રે મારા ઘરમાં કેવી રીતે પેંસી શકયા તે જાણવાને હું આતુર છું?"

બેટે કહ્યું:-'તમારા ઘરનો મુખ્ય દરવાજો ઉઘાડી હું અંદર આવ્યો છું. તમારા ઘરમાં જેટલાં તાળાં લગાડેલાં છે તે સર્વની નકલી ચાવીઓ મારી પાસે છે."

ત્યાર બાદ સીગાર મ્હોંમાં ઘાલી મિ૦ બ્લેક બીછાનાપર હાથ ફેરવવા લાગ્યો કારણ કે ત્યાં એક વીજળીની ઘંટડીનું બટન હતું. એ બટન દબાવવાથી નીચે જ્યાં સ્મિથ સુતો હતો ત્યાં ઘંટડી વાગતી હતી. બ્લેકે ધાર્યું કે બટન દાબવાથી ઘંટડી વાગશે એટલે સ્મિથ ઉપર આવી બેટને પકડી લેશે! પણ તેની એ આશા પૂર્ણ થઇ નહીં કારણ કે ઘંટડી વાગીજ નહીં.

આ બાજુ મિ૦ બ્લેકનો જમણો હાથ ફરતો જોઇને બેટે કહ્યું:– "મિ૦ બ્લેક ! હું તમારી મતલબ સમજી ગયો છું પણ તમે તેમાં નિષ્ફળ નીવડયા છો કારણ કે હું જ્યારે અહીં આવ્યો ત્યારેજ ઘંટડીની વીજળીનો પ્રવાહ બંધ કરતો આવ્યો હતો."

મિ૦ બ્લેકે તેનો કશો પણ ઉત્તર ન આપતાં તત્કાળ બિછાના નીચેથી પોતાની પીસ્તોલ કાઢી બેટના પર ગોળી છોડવા તૈયાર થયો; પણ બેટ તેનાથી જરા પણ ડર્યો નહિં. તેણે સ્થિર બેઠાં બેઠાં કહ્યું:– "તમે મને મારવાનો નકામો પ્રયત્ન કરો છો હું પ્રથમથીજ સર્વ તરફથી સાવચેત છું. તમારી પીસ્તોલમાં ગોળી કયાં છે? જુઠું હોય તો ખાત્રી કરી જુઓ !"

બેટની વાત સાંભળી બ્લેક પોતાના હોઠ કરડવા લાગ્યો. તેણે પીસ્તોલ ઉઘાડીને જોયું તો તેમાં ગોળી નહોતી તેણે ઉત્તેજીત સ્વરે કહ્યું: "બેટ ! તમે મારા આત્મરક્ષણના સર્વ માર્ગો બંધ કરી દીધા છે, પણ તમે મારૂં ગળું બંધ કરી શકયા નથી હું હમણા બુમો– પાડી ઘરમાંના સર્વ માણસોને જાગૃત કરી શકું છું.'

બેટે ધીરેથી કહ્યું: "પણ મને એવો વિશ્વાસ છે કે તમે એવી બેવ- કૂફી કદી પણ કરશો નહીં, કારણ કે તેમાં પણ તમારૂં કાંઇ વળવાનું નથી."

મિ૦ બ્લેક લાચાર બનીને બેટની સામે જોઇ રહ્યો થોડીવાર વિચાર કરીને તેણે કહ્યું:- "મિ૦ બેટ ! મને ખાત્રી છે કે તમે મને બેશુદ્ધ બનાવીને મારા સર્વ રસ્તાઓ બંધ કર્યાં છે, એવી કુશળતા માટે હું તમરી પ્રશંસા કર્યાં વિના રહી શકતો નથી."

એ સાંભળીને બેટે ગજવામાંથી એક નાનું યંત્ર કાઢયું અને તે બ્લેકને બતાવતાં બોલ્યો:–"આમાં મનુષ્યનાં જ્ઞાનને લુપ્ત કરવાનો એક જાતનો મસાલો છે. એ કલોરોફાર્મથી દશગણું તીવ્ર છે. એની ગંધ

લેતાંજ પાંચ સેકન્ડમા બેશુદ્ધ થઇ જવાય છે, પરન્તુ એ કલોરોફોર્મ જેટલું ભયાનક નથી. એનો પ્રભાવ કમી થવાથી તમને કોઇ પ્રકારની મૂશ્કેલી અનુભવવી પડશે નહી."

બેટની વાત સાંભળીને બ્લેક ગુપચુપ તેને પગથી માથા સુધી નીહાળવા લાગ્યો. તેનો તેજ પૂર્ણ કંઠ સ્વર વારંવાર બ્લેકના કાનમાં ગુંજારવ] કરવા લાગ્યો. તે સમજી ગયો કે બેટ વાતચીતમાં પોતાનો કંઠસ્વર છુપાવે છે. ત્યારે શું તે મારો કોઇ પરિચિત માણસ છે? નહીં? ભવિષ્યમાં એનો કંઠ સ્વર હું ઓળખી ન જાઉં તેટલા માટે એમ કરે છે. તેના મનમાં એવો પણ વ્હેમ આવ્યો કે બેટને કોઇ જગ્યાએ મેં જોયો છે અને તેની સાથે વાતચીત પણ કરી છે, પણ કયાં જોયો છે તેનું તેને સ્મરણ નહોતું, તે જાણતો હતો કે:-ધુર્તરાજ બેટ મારા ઘરમાં કોઇ પણ પ્રકારનું ચિન્હ મુકી જવાનો નથી કે જેની મદદથી હું તેને સ્હેલાઇથી ઓળખી શકું. એમ વિચારી તેણે બેટના મુખપર એક તીક્ષ્ણ દ્રષ્ટિ નાખી પણ સર્વ વ્યર્થ! તેનું મુખ જેમનું તેમ બુરખાથી ઢંકાયલુંજ હતું.

આ બાજૂ બેટ પણ બ્લેકનાં મુખ સામે તીક્ષ્ણ દ્રષ્ટિથી જોઇ રહ્યો હતો બ્લેકના મનના ભાવો સમજી તેણે કહ્યું:—"મિ૦ બ્લેક! તમે શું વિચાર કરો છો? હું અભિમાન પૂર્વક કહું છું કે તમે કોઇ પણ પ્રયત્ને મને ઓળખી શકવાનાં નથી? અને તેને માટે એ લાખ રૂપીઆના હું શરત મારૂં છું! તો પણ તમારી સામે હું કબુલ કરૂં છું કે જે પ્રમાણે ગઇ કાલે લીલામખાનામાં હું તમારી પાસે હતો તેજ પ્રમાણે આજ પણ તમારી સમીપ છું. મારા કહેવાથી તમે લીલામખાનામાં ગયા તેથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. મારા કહેવા પ્રમાણે મેં ત્યાં કરી બતાવ્યું કુટ્સની ઘડીઆળ ચોરાઇ જવાથી તે માંદા જેવો થઇ ગયો છે પણ તે ઘડીઆળ માત્ર

ગમ્મતને ખાતરજ મેં ચોરી હતી. હું એવી તુચ્છ ચીજો પર નજર નાખતો નથી. મેં આજે તેની ઘડીઆળ તેને પાછી મોકલી આપી છે પરન્તુ કર્ણ-ફુલને પાછાં મોકલવાનો નથી. એવી કિમતી વસ્તુ કોણ ભલા પાછી મોકલે?'

એટલું કહીને બેટે ગજવામાંથી એક મખમલનું બોકસ કાઢયું. જેમાં કસબીનાં લીલામખાનાંમાંથી ચોરાઇ ગયેલાં કર્ણફુલ હતાં તે મિ૦ બ્લેકને બતાવ્યાં! મિ૦ બ્લેકે તે પારખ્યાં એ તેજ કર્ણફુલ હતાં. ત્યાર પછી બેટ બોલ્યો. "આ કર્ણફુલ ચોરના હાથમાંથી લેવા માટે ત્રણ હજાર પાઉન્ડનું ઇનામ જાહેર કરવામાં આવ્યું છે. પરન્તુ એનું મૂલ્ય જોતાં એ ઇનામ બહુ ઓછું છે.-ઓછું હોય અગર વધારે પણ તમારે સમ્પૂર્ણ વિશ્વાસ રાખવો કે હજારો પ્રયત્નો કરવા છતાં કોઇપણ વ્યક્તિ એ ઇનામ મેળવી શકશે નહીં. આ કર્ણફુલને તમે સારી રીતે જોઇ લ્યો કારણ કે ફરી એના દર્શન થવાં મુશ્કેલ છે." ત્યાર પછી બેટે તે કર્ણફુલનું બોકસ પાછું પોતાના ખીસ્સામાં મૂકી દીધું અને પોતાના રીઢ વોચમાં જોઇને તેણે કહ્યું. "મિ૦ બ્લેક! વખત ઘણો વીતી ગયો છે હું હવે જાઉં છું. તમારી નિદ્રામાં ખલેલ થઇ તેથી મારા ઉપર નારાજ થશો નહીં, કારણકે મને પકડવાની ચિંતામાં તમને ઘણી રાત્રીઓ વગર નિદ્રાએ ગુમાવવી પડશે તો આ એક વધારે !"

મિ૦ બ્લેકે કહ્યું:-તમને જેલમાં મોકલવા માટે કેટલાયે રાત્રીઓની ઉંઘ ગુમાવવા માટે હું તૈયાર છું. ડેર્ટમુર, અથવા પોર્ટલેન્ડ'ની જેલોમાં તમારા જેવા પ્રતિભાશાળી ચોરને માટે જીવનપર્યંત રહેવાનું યોગ્યસ્થાન છે. મને ખાત્રી છે કે એક દિવસ અવસ્ય તમારે ત્યાં જવું પડશે "

બ્લેકની વાત સાંભળી બેટ ધીમે ધીમે ઉઠયો અને હસીને બોલ્યો. "તમારી એ આશા નકામી છે. તમને નિરાશ કરતાં મને દિલગીરી

થાય છે પણ તમે ચોકસ માનજો કે તમારી આશાઓ પૂર્ણ થવી મુશ્કેલ છે. તમે જો મને જેલમાં મોકલી શકતા હોત તો આ અધી રાત્રે કાંઇ પણ ડર વિના તમારી પાસે હું આવી શકતજ નહીં. હું માનું છું કે ઇંગ્લંડના સર્વ ડીટેકટીવોમાં તમે સર્વોત્તમ છો પણ મને જેલમાં મોકલાવો એ તમારી શકિતની બહાર છે, હવે હું વધુ કાંઇપણ કહેવા ઇચ્છતો નથી; હું જાઉં છું પણ હું તમારી એક બીજી સીગાર લઉં છું કારણ કે તે બહુ ઉત્તમ છે."

બ્લેક તુરતજ તેને સીગાર લેવાની રજા આપી. બેટ જવા તૈયાર થતાં કહ્યું. મિ૦ બ્લેક! તમે એક સારા માણસ છો! એક વાત હું તમને વધારે કહું છું. હું જાણું છું કે તમે તમારા વચનથી વિરૂદ્ધ વર્તનારા નથી. અહીંથી હું જાઉં તે પહેલાં તમારૂં બંધન છોડી નાખું તો તમે એટલું કબુલ કરો કે પાંચ મિનિટ સુધી તમારે મારી પાછળ આવવું નહીં. બોલો તમને એ કબુલ છે? જ્યારે હું અહીં આવ્યો ત્યારે તમને જે પ્રમાણે બેશુદ્ધ કર્યા હતા તેજ પ્રમાણે તમારા હાથ પગ છોડી પાછા બેશુદ્ધ કર્યા વિના હું અહીંથી જઇ શકવાનો નહોતો પણ તેમ કરવાને મારો આત્મા ઇચ્છતો નથી. ઉપરની શરત તમે કબુલ રાખશો નહીં તો લાચારીએ મારે તેમજ કરવું પડશે કારણ કે આત્મરક્ષાનો પણ મારે ખ્યાલ રાખવો જોઇએ. કહો તમારી શી ઇચ્છા છે?"

બ્લેકે વિચાર કર્યો શું બેશુદ્ધ થાઉં? નહીં. એ પાંચ મિનિટમાં કેટલે દૂર જશે? તેણે કહ્યું:"મિ૦ બેટ! હું તમારી શરત કબુલ રાખું છું! પાંચ મિનિટ પછી મારે ફાવે તે કરીશ તે પહેલાં નહીં:"

બેટ કહ્યું:"પાંચ મિનિટ પછી તમારે ફાવે તે કરજો મને એમાં લેશ પણ વાંધો નથી. તો પણ મારો મત એવો છે કે તમે નકામું કષ્ટ વેઠશો નહીં. આખી રાત તમે જાગરણ કર્યું છે; બાકીની રાત ટેર ટેર ભટ—

ક્વામાં વીતાડશો નહીં. એમ કરવાથી તમને કાંઇ પણ લાભ થવાનો નથી. ઠંડીનું જોર વિશેષ છે બહાર જવાથી તમે બીમાર થઇ જશો" એમ કહી હાથમાંની પીસ્તોલ ગજવામાં મૂકી દીધી અને બ્લેકની શય્યા પાસે જઇને તેને બંધનમુક્ત કરી દીધો.

છૂટો થતાંજ મિ૦ બ્લેક એકદમ ઉત્તેજિત થઇ ઉઠયો તેણે વિચાર્યું કે:– 'આ વખતે હું સંપૂર્ણ સ્વતંત્ર છું.બેટ મારી પાસેજ ઉભો છે, આવો લાગ શું છોડી દઉં? આ વખતે જો હું એના પર હુમલો કરૂં તો એ ગજવામાંથી પીસ્તોલ પણ કાઢી શકે નહીં એનો બુરખો દૂર ફેંકી એને ઓળખી તો લઇશ કે એ કોણ છે? કસવીના કીમતી કર્ણફુલ પણ એની પાસેજ છે કે જેને મેળવવાને માટે મેં સર હીલારી અને કસવીને વાયદો કર્યો છે. તે પણ રહેલાઇથી હાથમાં આવી શકે તેમ છે."

બેટ અત્યાર સુધી ઓરડામાંજ હતો. તેણે બ્લેકના મનનો ભાવ જાણી લીધો અને દરવાજા તરફ જતાં જતાં તે બોલ્યો:–"મિ૦ બ્લેક? મને પકડવાનો લોભ તમારા મનમાં ઉત્પન્ન થયો છે; પણ તમારા જેવા સારા માણુસને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ શોભાસ્પદ નથી. મને આશા છે કે તમે તમારા કહેવાથી વિરૂદ્ધ વર્તશો નહીં અને તે છતાં તમે તમારી શરત તોડશો તો પણ મને નુકશાન થાય તેમ નથી. પણ સાવધાન! તમે મને અડકયા કે મોત તમારી સામે આવીને ઉભેલુંજ સમજવું હું જાઉં છું ઘડીઆળ પાસેજ છે; વખત જોયા કરો! પાંચ મિનિટ સુધી કશું પણ કરશો નહીં, પછીનો વખત તમારો છેજ. એ સિવાય ભવિષ્યમાં કાંઇપણ કરીશ તો તમને ખબર આપીશ અને વખતે બીજીવાર તમને મળું પણ ખરો હવે રજા." એમ કહીને બેટ ગુપચૂપ અદ્રશ્ય થઇ ગયો અને મિ૦ બ્લેક તેના તરફ જોતોજ રહી ગયો!

## પ્રકરણ—૭ મું.............................બેટની બહાદુરી.

બેટનાં ગયા પછી પાંચ મિનિટ પૂરી થયા બાદ મિ० બ્લેક એકદમ કપડાં પહેરી, ટોપી માથા પર મુકી તૈયાર થઇ ગયો. તૈયાર થતાં તેને એક મિનિટ પણ થઇ નહી. તે એકદમ સ્મિથને જગાડયા વિના દરવાજામાંથી બહાર નીકળ્યો. બહાર પુષ્કળ શરદી હતી. ઠંડી હવાથી તેનું શરીર કંપવા લાગ્યું. તે ત્યાંજ ઉભો રહી પૂર્વાકાશને જોવા લાગ્યો બરાબર ત્રણ વાગ્યા હતા. પૂર્વાકાશ સાફ થવા માંડયું હતું. મિ० બ્લેકે વિચાર કર્યો કે હવે કઇ બાજુ જવું જોઇએ? પાંચ મિનિટ પહેલાં જે ચોર નાશી ગયો છે તેને પકડવો એ કેટલું મુશ્કેલ છે એ વિચારે તે નિરાશ થતો ચાલ્યો. તેણે સડકપર જોયું તો કોઇપણ તેને દેખાયું નહી. તે અત્યાર સુધીમાં એક માઇલ દૂર પહોંચી ગયો હશે; કે વખતે પાંચ હાથ છેટે પણ કોઇ જગ્યાએ છુપાઇ રહયો હોય! એમ મનમાં વિચારતો હતો એટલામાં એક મોટર પુરજોશથી ચાલી આવતી તેની દ્રષ્ટિએ પડી. આગળ વધી ડાબો હાથ હલાવી મોટરને ઉભી રાખવા તેણે ઇશારો કર્યો. મોટર ડ્રાઇવરે મોટર ઉભી રાખી. તેને મિ० બ્લેકે પૂછ્યુ:-"તમે પાંચ છ મિનિટ પહેલાં રસ્તામાં કોઈ માણસને જતાં જોયો છે? તે લાંબા કદનો છે અને તેણે ખાખી પોશાક પહેરેલો છે"

ડ્રાઇવરે કહ્યું:-"હા; લગભગ બે મિનિટ ઉપર એક માણસને એજીઅર રોડ તરફ જતાં જોયો હતો ખરો. તે બહુ ઉતાવળથી જતો હતો. મેં તેના પોશાકપર કાંઇ ધ્યાન રાખ્યું નહોતું પણ તેને મોટર ભાડે કરવાનું મેં કહ્યું હતું પણ તેણે ના કહી હતી."

મોટર ડ્રાઇવરની વાત સાંભળી મિ० બ્લેક કાંઇક સાવચેત થયો. તેને ખાત્રી થઇ કે એ માણસ બેટજ હોવો જોઇએ. પકડાઇ જવાના

બચવીજ તેણે મોટર ભાડે કરવાની ના કહી. તેણે મોટર ડાઈવરને કહ્યું:– "હું તેની ફિકરમાંજ અહીં ઉભો છું. મારૂં નામ રોબર્ટ બ્લેક છે. તે ઘણો બદમાશ માણસ છે. હું તેને પકડવા માગું છું. એજીઅર રોડ તરફ મોટર હાંકો અને તેને તમે પકડી અપાવશો અથવા તે ક્યાં ગયો તેનો પત્તો લગાડી આપશો તો હું તમને પાંચ પાઉન્ડ ઇનામ આપીશ."

મિ૦ બ્લેક બેઠો એટલે મોટર ચાલતી થઇ. બ્લેક મોટરની બન્ને બાજુથી સડક ઉપર જોયા કરતો હતો. એજીઅર રોડ પર પહોંચતાંજ દૂરથી એક માણસને તેણે ઉભેલો જોયો. બ્લેકને આશા આવી કે કહો, ના કહો, પણ એ બેટજ છે. પરન્તુ મોટર તેની પાસે ગઇ એટલે જણાયું કે તે તો ત્યાંના પહેરાપરનો પોલીસ કોન્સટેબલ હતો!

મોટર ડ્રાઇવરે કહ્યું; "સાહેબ તમે જેની તપાસમાં છો તે હવે મળવો મુશ્કેલ છે. હવે અહીં બે રસ્તાઓ આવ્યા છે કયે રસ્તે મોટર હાંકું? તે કઇ બાજુ ગયો હશે તેનું તમે કાંઇ અનુમાન કરી શકો છો?"

મિ૦ બ્લેકે ઉત્તર આપ્યો: તમારી મરજી પડે તે રસ્તે મોટર હાંકો પહેલાં માર્બલ પાર્ક તરફ ચાલો, ત્યાર પછી મેડાવેલ તરફ લઇ જઓ એ પ્રમાણે ફરતાં ફરતાં ગમે ત્યાં તે પકડાઇ જશે."

એ વખતે મિ૦ બ્લેક શરદીથી ધ્રુજી રહ્યો હતો; તેણે એક સીગાર સળગાવી. તે જાણતો હતો કે હવે બેટ પકડાવાનો નથી કારણ કે આંખમાં ધુળ નાખીને નાશી ગયો છે. તો પણ સંભવ છે કે કદાચ તેનો પત્તો લાગી જાય એ આશાથી તેણે ડ્રાઇવરને મોટર ઝડપથી હાંકવા ફરમાવ્યું ડ્રાઇવર પણ પાંચ પાઉન્ડ ઇનામની આશાએ સપાટાબંધ મોટર ચલાવવા લાગ્યો.

ધીમે ધીમે રાત વીતતી હતી. લંડનના ઘણા લોકો નિદ્રાનો ત્યાગ

સડક પર માણુસો જણુાવા લાગ્યાં પણ બ્લેક જેની શોધમાં હતો તેનો કોઇપણ જગ્યાએ પત્તો લાગ્યો નહીં!

એ પ્રમાણે ફરતાં ફરતાં મિ૦ બ્લેક ઑક્સફર્ડ સ્ટ્રીટ સમીપ આવી પહોંચ્યો એ વખતે સુર્યનો પ્રકાશ ચારે બાજુ પ્રકાશી રહ્યો હતો તેણે ડ્રાઇવરને કહ્યુઃ"મિસ્ટર! હવે નકામા ફરવાથી શો લાભ? હવે મોટર ઘર તરફ (બેકર સ્ટ્રીટ) લ્યો."

ડ્રાઇવરે તેજ વખતે મોટર ફેરવી મિ૦ બ્લેક અર્ધી બળેલી સીગાર ફેંકી દઇ મોટરમાં છાનોમાનો બેસી રહ્યો હતો તેનું ચિત્ત બહુ ચંચળ બની ગયું હતું તે વિચારવા લાગ્યોઃ "શું આ પ્રમાણે તે મને ભૂલાવામાંજ ભમાવ્યા કરશે. હું તેને નહીં પકડી શકું? બેટે સત્યજ કહ્યું હતું કે "મને તમે પકડી શકશો નહીં; અને પ્રયત્ન કરશો તો તમે શરદીમાં બીમાર થઇ જશો તેજ ખરૂં થયું! ઇન્સ્પેકટર કુટ્સ મારી દુર્દશાની હકીકત સાંભળી જરૂર હસશે. જો એ ચાર દિવસમાં હું તેને પકડી ન શકું તો સર હીલારી વેજનાં કર્ણફુલની પુનઃ પ્રાપ્તિની આશાનો મારે ત્યાગજ કરવો પડશે."

મોટર બેકર સ્ટ્રીટમાં બ્લેકના ઘર આગળ આવીને ઉભી રહી. મિ૦ બ્લેક મોટરમાંથી ઉતરી પડયા. મોટર ડ્રાઇવરે દીલગીરી દર્શાવી કહ્યું "સાહેબ મેં મહેનત કરવામાં તો કાંઇ બાકી રાખ્યું નથી; પરન્તુ તે માણુસનો પત્તો ન લાગ્યો એ ઘણુા દુઃખની વાત છે. મારો એમાં કાંઇ દોષ નથી!"

મિ૦ બ્લેકે કહ્યુંઃ "નહી તમારો દોષ નથી. ધારેલાં માણુસનો પત્તો ન લાગવાથી તમને દુઃખ થયું છે, પણ એનાથી મને કેટલું દુઃખ થયું એ તમે સમજી શકતા નથી? ખેર! તમે મહેનત કરવામાં બાકી રાખ્યું નથી તમારી મહેનત માટે હું તમને નિરાશ કરીશ

નહીં" એમ કહીને મિ૦ બ્લેકે એક પાઉન્ડની નોટ તેના હાથમાં મૂકી.

મોટર ડ્રાઇવરે નોટ લઇ ટોપી ઉતારી નમન કર્યું અને કહ્યું: "સાહેબ ? જરા ઉભા રહો મારે એક વાત કહેવાની છે આ મોટર આપનીજ સમજજો. ભવિષ્યમાં જ્યારે જરૂર પડે ત્યારે મને ફરમાવજો સર્વ કામ છોડી પ્રથમ તમારી આજ્ઞાનું પાલન કરીશ. આ મારો કાર્ડ લ્યો એમાં મારૂં નામ અને ઠેકાણું લખેલું છે."

બ્લેકના હાથમાં કાર્ડ આપી મોટરવાળો વિજળીની ઝડપે રવાના થઇ ગયો. બ્લેક પણ કાર્ડ લઇ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો રાતના શરદીમાં ફરવાથી તેનું સર્વાંગ અકડાઇ ગયું હતું. અને ધારેલા કાર્યમાં નિષ્ફળતા મળવાથી તેનું મન ખિન્ન થઇ રહ્યું હતું. તે ઘરમાં જઇ બની ગયલી બીનાઓ પોતાના મનમાં વિચારવા લાગ્યો બેટે તેને જે દોરીથી બાધ્યો હતો તે દોરી હજુ ત્યાંજ પડેલી હતી. જે ખુરસી પર બેટ બેઠો હતો તે પણ ત્યાંની ત્યાંજ હતી. બેટનો કંઠ સ્વર હજી બ્લેકના કાનોમાં ગુંજારવ કરી રહ્યો હતો. બ્લેક મનમાં બબડવા લાગ્યો:—"આ માણસનાં સર્વ કામો અદ્દભુત છે. એની વર્તણુક એક ગૃહસ્થના જેવી છે. સાધારણ ચોર આવા પ્રકારની અદ્દભુત ઘટનાઓ બનાવી શકતો નથી. હવે ચિન્તા કરવાથી શો લાભ ? હવે સુવું જોઇએ. મારૂં ચિત્ત અસ્વસ્થ હોવાથી સુઇ જવાની ખાસ જરૂર છે." અસ્તુ.

મોટર ડ્રાઇવર મિ૦ બ્લેકના હાથમાં જે કાર્ડ આપી ગયો હતો તે હજી બ્લેકની મૂઠીમાંજ હતો. તે બેદરકારીથી કાર્ડને ફેંકી દેવા તૈયાર થયો તેજ વખતે તે કાર્ડ પર લખેલાં નામ ઠામ તેની દ્રષ્ટિએ પડયાં. હવે તે કાર્ડને ફેંકી શકયો નહીં, પણ તેનાં તરફ અનિમિષ નેત્રે જોઇ રહ્યો. શરીરનું સર્વ લોહી તેના મુખ પર ખેંચાઇ આવવાથી તેનું મુખ લાલ ચોળ થઇ ગયું. કારણ કે કાર્ડમાં માત્ર બે શબ્દોજ લખેલા હતા અને તેઃ—"બેટ–લંડન."

## પ્રકરણ—૮ મું..........................ભેદી ભૂલવણી

કાર્ડમાંના શબ્દો વાંચી મિ૦ બ્લેકને પોતાના નેત્રોપર પણ વિશ્વાસ આવ્યો નહીં. તે મનમાંજ કહેવા લાગ્યો:—"ત્યારે શું મોટર ડ્રાઇવર પોતેજ બેટ હતો? કેવું અદ્‌ભુત સાહસ! શું આ સત્ય છે? પણ મેં કાર્ડ મોટર ડ્રાઇવર પાસેથી લીધો છે, એમાં તો લેશ પણ સંદેહ નથી."

મિ૦ બ્લેકથી હવે સ્થિર બેસી શકાયું નહીં, તેનું મગજ ફરવા લાગ્યું પલંગ પર પડી આંખો મીચી તે વિચારવા લાગ્યો:—"બેટ રાતના એજ મોટર ગાડીમાં બેસી મને મળવા આવ્યો હશે અને જ્યાં સુધી તે પોતાના કાર્યથી નિવૃત્ત થયો નહીં ત્યાં સુધી મોટર બહાર ઉભી રાખી હશે. અહીંથી ગયા પછી પાંચ મિનિટમાંજ પોષાક બદલી મોટરમાં બેસી દુર ચાલ્યો ગયો અને પાછો ફરી અહીં આવતો દેખાયો ત્યારે શું બેટ પોતેજ મને મોટરમાં બેસાડી આટલે દૂર ફેરવી લાવ્યો? એણે કમાલ ચાલાકી કરી! પણ હું તો બેવકુફજ બન્યો! તે મનમાં જરૂર હસ્યો હશે. મારામાં કેટલી અક્કલ છે તેનું તેણે માપ કાઢ્યું હશે.—હાય! એક વખત જો તેના ઉપર જરા પણ મને સન્દેહ આવ્યો હોત—કે મોટર ડ્રાઇવરજ બેટ છે તો હું એને તુર્તજ કેદ કરત પણ તેની આ સર્વ ચાતુરીને હું સમજી શક્યો નહીં."

ક્રોધાગ્નિમાં બળતો બ્લેક વિચારના મણકા ફેરવતો પલંગ ઉપર પડી રહ્યો. સર્વથી અધિક દુઃખની વાત તો એ હતી કે તેણે મોટરનો નંબર પણ જોયો નહોતો. ગાડી કેવા પ્રકારની છે તેજ તેણે જોયું હતું. પણ લંડનમાં એવી મોટરો અસંખ્ય હોવાથી તેનાથી શી રીતે બાતમી મળે? એ પ્રમાણે બેટને પકડવાની આશા ધીમે ધીમે બ્લેકના હૃદયમાંથી અદ્રશ્ય થવા લાગી. બ્લેકને સ્વીકારવું પડ્યું કે મારા કરતાં બેટ હજાર ગણો શક્તિશાળી છે. હું મુર્ખો બન્યો અને

મ્હને મુરખ બનાવનારનેજ મેં એક પાઉન્ડનું ઇનામ આપ્યું ! તે પાપી મને પણ ઠગીને ગયો ! વારૂં જોઉં છું કે તે કેટલો બુદ્ધિમાન છે! હું એને પકડયા સિવાય રહેનાર નથી તે અવશ્ય બીજી વખત મારી સાથે ચાલાકી રમવા આવશે શું ! તે વખતે હું તેને નહીં ઓળખી શકું ? કેટલીવાર એ મારી આંખમાં ધૂળ નાંખશે ? આવા વિચારમાં બ્લેકને નિંદ્રા આવવા લાગી. તેણે બારીના પડદા નાખી દીધા અને સુઇ ગયો.

આખી રાત્રિ સ્મિથે ગાઢ નિંદ્રામાં વીતાડી હતી. અર્ધી રાત્રે મિ૦ બ્લેકનાં ઓરડામાં જે બનાવો બન્યા તેની તેને જરા પણ ખબર નહોતી હાથ મ્હોં ધોઇ કપડાં પ્હેરી "I Love the Virginia I Love" એ ગીત ગણગણતો તે બ્લેકના ઓરડામાં આવ્યો, પણ બ્લેકની ખુરશી ખાલી હતી. સ્મિથ કોઇ દીવસ બ્લેકથી વહેલો ઉઠતો નહતો તેથી તેને આજ આશ્ચર્ય થયું ! તે વિચારમાં પડયો:–"સાહેબ આજ અત્યાર સુધી કેમ સુઇ રહ્યા હશે ?" તેણે બ્લેકને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો પણ બ્લેકે નિદ્રામાંથી ઉઠવાની સ્પષ્ટ ના પાડી.

બપોરે બરાબર બાર વાગ્યે બ્લેક જાગૃત થયો. જાગૃત થતાંની સાથેજ બ્લેકે ખાવાનું માંગ્યું. ખાણું ખાઇને તે સ્મિથ બેઠો હતો તે ઓરડામાં આવ્યો અને સ્મિથને કહેવા લાગ્યો:–"તમે તો રાતના બસ પડીજ રહ્યા. રાતના એક અતિથિ આપણે ત્યાં આવ્યો હતો તેનો સત્કાર કરવામાં મારે બહુ દુઃખ વેઠવું પડયું."

સ્મિથે પોતાનો દોષ કબુલી કહ્યું: "આખો દિવસ ફરીને થાકી જાઉં એટલે પલંગ પર પડતાંજ નિંદ્રાવશ થઇ જાઉં છું. હા, પણ કહો તો ખરા રાતના કોણ આવ્યો તો ?"

મિ૦ બ્લેકે એકજ શબ્દમાં ઉત્તર આપ્યો "બેટ."

જે સાંભળી સ્મિથના આશ્ચર્યની સીમાજ રહી નહી.

ત્યાર પછી મિં૦ બ્લેકે રાતના બેટ કેવી રીતે આવ્યો, ગયો અને તેની પછળ મોટરમાં પોતે શોધવા ગયો વિગેરે વૃત્તાંત સ્મિથને વિસ્તાર પૂર્વક કહી સંભળાવ્યો. ત્યાર પછી બ્લેકે કહ્યું: "મને એક માણસ બેટ છે એવો સન્દેહ આવે છે, પણ તે સત્ય છે કે નહીં તેની પરીક્ષા કરવાની જરૂર છે. પણ એ સન્દેહ કોના ઉપર તે હું કોઇને કહેવાનો નથી. જાઓ તમે તમારાં કપડાં પહેરી આવો તમારે બહાર જવાનું છે."

સ્મિથે ઉભા થઇને કહ્યું: "શું બેટની તપાસમાં જવાનું છે?"

બ્લેકે કહ્યું: "હા, બેટે જે જે ઠેકાણે ચોરીઓ કરી છે તે સર્વ ઠેકાણે તમારે જવું પડશે. મેં તે ચોરીની હજી સુધી કાંઇ પણ તપાસ કરી નથી. દરેક ઠેકાણે કેવી રીતે ચોરી થઇ તે જાણવાની મારે જરૂર છે. એમાં આળસ કરવાથી હવે કામ સરે તેમ નથી. પોલીસના રિપોર્ટો અપૂર્ણ છે. તમારે જ્યાં જ્યાં ચોરીઓ થઇ છે તે દરેક ઠેકાણે જવાનું નથી પણ પહેલાં ફીલ્ડ શાયરના માર્કવિસની પત્નીની મુલાકાત લેજો અને પછી સેન્ટ્રલ યુનાઇટેડ બેન્કના મેનેજર પાસે જજો અને ચોરી સંબંધી જે જે વાતો તે તમને કહે તે મને વીગતવાર અત્રે આવી કહી સંભળાવજો."

સ્મિથે પૂછ્યું:-"આવાં કામ માટે તમે જાતે કેમ જતા નથી? આ કામમાં તો તમારેજ જવું જોઇએ."

મિં૦ બ્લેકે કહ્યું:-"હું બીજાં કામે વળગું છું તેથી તમને આ કામ સોંપવામાં આવે છે."

સ્મિથ ત્યાંથી તરતજ કપડાં પહેરી બહાર નીકળ્યો. અને એક મોટર ભાડે કરી માર્કવિસનાં ઘર તરફ ડ્રાઇવરને મોટર હાંકવાનો હુકમ આપ્યો.

માર્કવિસની પત્ની એ વખતે ઘેરજ હતી. સ્મિથ જેવા સાધારણ માણસની તો તે મુલાકાત પણ લે તેવી નહોતી પણ સ્મિથે એક વિઝી-

ટીંગ કાર્ડ તેની પાસે મોકલ્યો. તેમાં લખ્યું હતું કે "મિ૦ બ્લેક ડીટેકટીવનો મદદનીશ" એટલે મિસિસ માર્કવીસની પાસે સ્મિથને જતાં જરાપણ વાર લાગી નહીં. સ્મિથે નમન કર્યા પછી એક ખુરશીપર બેસતાં પૂછ્યું:–'તમારે ત્યાંના હીરાનાં હારની ચોરી સંબંધી વિગત જાણવા હું આવ્યો છું.'

મિસિસ માર્કવિસે જેટલી વાત કરી તે કાંઇ રહસ્યમય ન હોવાથી અહીં આપી નથી; પણ જે રાતના મિસિસને ત્યાં ચોરી થઇ તે દિવસે તેને ત્યાં નાચનો ઉત્સવ હતો. એ નાચમાં લંડનના ઘણાં પ્રતિષ્ટિત સ્ત્રી–પુરૂષો આવ્યાં હતાં. જે વખતે નાચ ચાલતો હતો તેજ વખતે મિસિસ માર્કવિસનો હાર તેના ગળામાંથી અદ્રશ્ય થઇ ગયો હતો. કયા માણસે કેવી યુક્તિથી સર્વની આંખોમાં ધુળ નાખી એ હાર ચોર્યો તેનો મિસિસ માર્કવિસ જરા પણ પત્તો લગાડી શકી નહી, નાચ પૂરો થયા પછી હાર શોધતી શોધતી તે જ્યારે પોતાના સુવાના ઓરડામાં ગઇ ત્યારે તેને જણાયું કે લોઢાની પેટીમાંથી ઝવેરાતનું બોકસ પણ ગુમ થયું છે! તુર્તજ તેણે પોલીસમાં ખબર આપી પણ હજી સુધી પોલીસ તેનો પત્તો મેળવી શકી નથી. લંડન જેવાં મોટા શહેરમાં હમ્મેશ ચોરીઓ થયા કરે છે. પણ પહેરનારીના ગળામાંથી તે ન જાણે એવી રીતે હારની ચોરી થઇ એ એક વિરલ દ્રષ્ટાંત હતું.

મિસિસ માર્કવિસની વાત ઉપરથી સ્મિથ સમજી ગયો કે આ ચોરીનો પત્તો લગાડવો એ કાંઇ સહેલું નથી, થોડીવાર વીચાર કરીને સ્મિથે કહ્યું:–"વારૂ આપને ત્યાં નાચમાં જે જે સભ્ય વ્યક્તિઓને નિમંત્રણ કરવામાં આવ્યું હોય તેના નામનું લિષ્ટ કૃપા કરીને આપો."

સ્મિથના કહેવાથી આમંત્રણ કરેલી વ્યક્તિઓનાં નામનું લિષ્ટ

મિસિસ માર્કવિસે આપ્યું સ્મિથે તે લીષ્ટ વાંચી જોયું તો તેને જણાયું કે યાદીમાં લખેલી દરેક વ્યકિત ધનાઢય કુલીન અને આબરૂદાર હતી. તે સર્વમાં એક પણ નામ એવું નહોતું કે કોઇ પણ કારણવશાત્ તેને ચોર કહી શકાય.

ત્યાંથી રજા લઇ સ્મિથે ચાલવા માંડયું. લગભગ ત્રણ વાગવા આવ્યા હતા. તેથી પીકાડીલીનાં એક પ્રસિદ્ધ હૉટલમાં તે ગયો અને પેટ ભરીને ખાધું. ખાધા પછી કૅાફી પી સીગાર સળગાવી તે વિચાર કરતો હતો કે હવે શું કરવું એટલામાં પાછળથી કોઇએ તેના ખભા પર હાથ મૂકયો–

સ્મિથે ચોંકીને પાછળ જોયું તો માલમ પડયું કે સર હીલારી તેના મ્હોં તરફ જોઇને મંદ મંદ હસી રહ્યો છે. સ્મિથે તત્કાળ ખુરશી ઉપરથી ઉઠી તેની સાથે શેકહેન્ડ કરી.

સર હીલારીએ કહ્યું:–"મિ૦ સ્મિથ ! મને એવી આશા નહોતી કે અહીં તમારા દર્શન થશે. તમારી સાથે વાતચીત કરી આનંદ મેળવવો છે, પણ મારે લાચારીએ કહેવું પડે છે કે આ વખતે મારી પાસે ટાઇમ નથી; હું એક નિમંત્રણ કરેલ ઠેકાણે જવાનો છું. છે કાંઇ નવા સમાચાર? પેલા માણસનું નામ શું સેંટ કે છેંટ ભૂલી ગયો એવાજ નામથી જે માણસે મારા કર્ણફુલની જોડી ચોરી છે તેનો કાંઇ પત્તો લાગ્યો ?"

સ્મિથે હસીને કહ્યું:–"તેનું નામ સેંટ કે છેંટ નહીં પણ બેટ છે. જો તમારી પાસે વખત હોત તો તેની આશ્ચર્યકારક કથાઓ સંભળાવત બહુ મજેની વાતો છે. તેણે મિસ્ટર—"

સ્મિથને બોલતો અટકાવીને પોતાના ઘડીઆળમાં જોઇ સર હીલારીએ કહ્યું: "નહીં મિ૦ સ્મિથ હમણાં મને વાતો સાંભળવાનો વખત નથી. આજે સાંજે મિ૦ બ્લેકને ત્યાં આવી તમારી વાતચીત

સાંભળીશ. તમે કેટલા વાગે ઘેર પહોંચશો ? મિ૦ બ્લેક રાને ઘેરજ રહે છે ને !"

સ્મિથે કહ્યું; "તેને માટે તો હું કહી શકતો નથી; પણ હું રાતના આઠ નવ વાગે ઘેર પહોંચીશ."

સર હીલારીએ કહ્યું: "ઠીક છે. હું નવ વાગ્યા પછીજ આવીશ. હવે જાઉં છું." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો સર હીલારીના ગયા બાદ તેના તરફ જોતા સ્મિથ મનમાં કહેવા લાગ્યો: "મહા ભાગ્યશાળી—કોઇ પ્રકારની ચિન્તાજ નહીં ! મરજી પ્રમાણે સ્વચ્છંદપણે ફાવે ત્યાં ફરે છે. એના સૌભાગ્યને જોઇને મારા મ્હોંમાં પાણી આવે છે. મારૂં કેવું નઠારૂં નથીબ છે ! કે પરિશ્રમ કરવામાંજ જીંદગી વીને છે ! "

આમ વિચારતાં તે હોટલમાંથી સેન્ટ્રલ યુનાઇટેડ બેન્કમાં ગયો. અને ત્યાંના મેનેજર મિ૦ જોન મેચલની મુલાકાત લીધી. મેનેજરે પોતાની બેન્કમાં થયેલી અદ્દભુત ચોરીનું વિસ્તારપૂર્વક વર્ણન સ્મિથની આગળ કરતાં કહ્યું કેઃ—"અત્યાર સુધી એ નથી જણાયું કે ચોર કોણ છે ? ચોરીને દિવસે અમારે ત્યાંનાં સર્વ દ્વાર બંધ હતાં પણ ચોરે બેન્કનાં દરેક દ્વાર ઉઘાડી જે રીતે ચોરી કરી તેનાથી જણાય છે કે દરેક દ્વાર અને પેટીની નકલી ચાવી ચોર પાસે હતી અમારે ત્યાંનાં તાળાં બજારમાં વેચાય છે તેવાં સાધારણ ચાવીથી ઉઘડે એવાં નથી. તેણે કેવી રીતે ચાવીઓ તૈયાર કરાવી તે કાંઇ સમજાતું નથી. એટલું સારૂં થયું કે બેંકની મુખ્ય પેટીને તે ખોલી શકયો નહી. તે પેટીને તાળું નહોતું. પણ તે પેટી યુક્તિથી ઉઘાડવાની છે. તેથી તેને દરેક માણસ ઉઘાડી શકતો નથી; તો પણ અન્ય પેટીઓ ખોલીને નોટ અને રોકડા મળીને બાર હજાર પાઉન્ડ તે લઇ ગયો."

સ્મિથે પૂછ્યું:—"તમારી બેંકમાં પહેરો રહેતો નથી ?"

મેનેજરે કહ્યું:—"એક માણસનો પહેરો રહે છે: તે તે દિવસે હતો પણ ચોરે યુક્તિથી અગર કોઇ દવાથી તેને બેશુદ્ધ કરી નાંખ્યો હતો. તેને પૂછતાં જણાયું કે ચોરને તેણે દીઠો નહોતો."

સ્મિથે પૂછ્યું:—"તમારો વ્હેમ કોઇ બેંકના નોકર પર તો નથી?"

મેનેજર બોલ્યો:—"નહીં કોઇના પર સંદેહ નથી. એમ પોલીસે પણ પૂછ્યું પણ ચોર કોણ છે તે કોઇ નક્કી કહી શક્યું નહીં. ચોરની પાસે નકલી ચાવીઓ હોવી અસંભવિત છે," ત્યાર પછી સ્મિથે દરવાજા અને પેટીની તપાસ કરી પણ ચોરને પકડવાનું એક પણ નિશાન જણાયું નહીં જતી વખતે સ્મિથે કહ્યું:—જો બને તો જે લોકોને બેંક સાથે લેવડ દેવડ છે તેના નામનું એક લીસ્ટ મને આપશો," તુર્તજ એક કલાર્કને કહેવાથી સ્મિથના કહેવા પ્રમાણેનું એક લીષ્ટ બનાવી આપવામાં આવ્યું જે લઇ સ્મિથ ત્યાંથી રવાના થયો.

મિ૦ બ્લેક સ્મિથને એન્ટનિ ડેવિજેસને ઘેર જવાનું ના કહ્યું હતું પણ રસ્તામાં સ્મિથે વિચાર કર્યો કે "બે જગ્યાએ ગયો પણ ચોરનો કાંઇ પત્તો લાગ્યો નહીં. તેથી સાહેબ—મિ૦ બ્લેક—ગુસ્સે થશે માટે એન્ટનિ ડેવિજેસને ઘેર જઇ જોઉં કે ચોરને પકડવાનો કોઇ ઉપાય હાથ લાગે છે!"

સ્મિથ એન્ટનિને ઘેર—વેસ્ટ નરવુડ—જવા ટ્રેનમાં બેઠો અને યથાસમય તે ડેવિજેસને ઘેર પહોંચ્યો. તેનો દરવાજો બન્ધ હતો પાડોશીને પૂછતાં જણાયું કે એન્ટની મકાન બંધ કરીને ગામ ગયા છે. ક્યારે આવશે તે ખબર નથી. તે ત્યાંથી સ્ટેશન પર આવ્યો તો તે વખતે કોઇપણ ટ્રેન લંડન જતી નહોતી. આખરે રાતના નવ વાગે તેને લંડન આવવું પડ્યું. સ્ટેશનપરથી ઘેર આવી ગાડીવાળાને ભાડુ આપી ઘરમાં જતો હતો એટલામાં મિ૦ બ્લેક અત્યંત વ્યગ્રતાથી

તેની સામે આવી ઉભો રહ્યો. તેણે સ્મિથને કહ્યું: "તમે આવ્યા ! ગાડી જવા દેશો નહીં મારે કામ છે."

સ્મિથે તુર્તજ ગાડીવાળાને થોભવાનું કહી મિ૦ બ્લેકને પૂછ્યું: "કેમ શું છે ? તમે આટલા ગભરાયલાં ક્યાં જાઓ છો ?"

મિ૦ બ્લેકે રબરના અક્ષરોથી છાપેલો એક કાગળ સ્મિથના હાથમાં આપીને કહ્યું: "હમણાં બેટે મારી પાસે આ કાગળ મોકલ્યો છે, વાંચી જુઓ. મને જણાય છે કે તે સહજમાં મારો પીછો છોડશે નહીં."

ઘરમાં દીપકનો પ્રકાશ ન હોવાથી સ્મિથ ઘરમાં ન જતાં ધડકતાં હૃદયે રસ્તાની એક બાજુએ બળતા ગ્યાસના દીપક પાસે જઈ તે પત્ર વાંચવા લાગ્યો. કાગળમાં નિચે મુજબ લખ્યું હતું.

"પ્રિય મિસ્ટર બ્લેક !

પ્રિન્સ એન્ડરનો હીરાજડિત મુગટ ક્યાં મૂકયો છે તે ઘણા માણસો જાણતા નથી; પણ હું તે જાણું છું. તે મુગટમાં બેવડા જવાહીર જડવા માટે એક ઝવેરીને આપવામાં આવ્યો છે, તે ઝવેરીનું નામ મિ૦ સેમ્યુઅલ રેમુજ છે, નંબર ૧૩ હારેન ગાર્ડનમાં તેની દુકાન છે. તે હમ્મેશાં જવાહીર જડવાનુંજ કામ કરે છે. મુગટ ઘણો કિમતી અને દેખાવમાં બહુ સુન્દર હોવાથી મારી ઈચ્છા છે કે તેને હું મારો બનાવું. આજ રાતના ૧૦ થી ૧૧ વાગ્યા સુધીમાં એ મુગટ મારો થઇ જશે. તમે ધારો તો એ કાર્ય થતું અટકાવી શકો છો તેથી તમને આમંત્રણ કરવામાં આવે છે. મારાં આમં-ત્રણને તમે સ્વીકારશો ?—બેટ."

પત્ર વાંચી સ્મિથે તે બ્લેકના હાથમાં આપી દીધો અને કહ્યું: "હવે શું કરશો ? ચોરની બહાદુરી જોઇને મ્હોંમાં આંગળા ઘાલવા પડે છે."

મિ૦ બ્લેકે કહ્યું:—"શું કરશો ? તે હજુ પણ પૂછો છો ? આ વખતે એવું કરીશ કે તે પકડાઇ જશે કાલે રાત્રે મને તેણે ખુબ દુઃખ દીધું છે તેનો બદલો હું લઇશ. પ્રિન્સ એન્ડરનો મુગટ તે

કોઇપણ પ્રકારે ચોરી શકશે નહીં. તમારી જરૂર છે માટે તમે મારી સાથેજ ચાલો." એટલું સાંભળતાજ સ્મિથ બેવડા ઉત્સાહથી ગાડીમાં બેઠો. તે મનમાં વિચારવા લાગ્યો:–"આજ બેટ અને બ્લેક બંનેની ચાલાકી જોઇશ." પણ જીતશે કોણ ? તેનું અનુમાન તે કરી શકયો નહીં.

મિ૦ બ્લેકે મોટર ડ્રાઇવરને કહ્યું: "હારેન ગાર્ડન તરફ ચલાવો અને જ્યાં હું ગાડીનું બારણું ઠોકું ત્યાં ગાડી ઉભી રાખજો."

મોટર પવનની માફક હારેન ગાર્ડન તરફ ચાલવા લાગી. આજે મિ૦ બ્લેકનું શરીર સારૂં નહોતું, તાવ આવવાના ભયથી તેણે આજ બપોરની બે કવીનાઇનની ટીકડીઓ ખાધી હતી. બેટની દેવવાણી સફળ થઇ. બેટને તે પકડી શકયો નહીં પણ ઉલટો શરદીએ તેના પર હુમલો કર્યો હતો! શરદીથી આજ બ્લેકનો કંઠસ્વર એટલો બધો ભારી થઇ ગયો હતો કે તે મુશ્કેલીથી બોલી શકતો હતો. તે એક મોટા ઓવરકોટથી પોતાનું શરીર ઢાંકી ગાડીમાં બેઠો હતો. તેનો ભારી કંઠ-સ્વર સાંભળી સ્મિથ મનમાંજ કહેવા લાગ્યો:–"હાલે શરદી લાગવાથી સાહેબનું ગળું બેસી ગયું છે અને આજ પાછા શરદીમાં ફરવું પડે છે; જો બેટ મહારાજ હાથ આવે તો તો ઠીક સર્વ પરિશ્રમ સફળ થશે નહીં તો સર્વ પર પાણી!"

મિ૦ બ્લેક બોલ્યો:–"સ્મિથ ! તમને ઘેર આવતાં મોડું થવાથી મેં એકલાએજ જવાનું નક્કી કર્યું હતું."

સ્મિથે કહ્યું:–"મારે બહુ જગ્યાએ જવું પડયું તેથી પાછા આવતા વિલંબ થયો, પણ અફસોસ ! પરીશ્રમ સફળ ન થયો. બેટ બહુજ ચાલાક ચોર છે. તે ચોરી કરતી વખતે પણ પોતાનું કોઇ નિશાન મૂકી જતો નથી કે જેની મદદથી કાંઇ પત્તો લાગે. શીલ્ડશાયરની માર્કવિસ પત્નીને ત્યાં નાચમાં જે લોકો ગયા હતા તેના નામનું

લીષ્ટ લાવ્યો છું, તેમજ સેન્ટ્રલ બેન્કની સાથે જે લોકોને લેવડદેવડ છે તેના નામનું પણ લીષ્ટ લેતો આવ્યો છું.'

મિ૦ બ્લેકે આનંદિત બનીને કહ્યું:–"બહુ સારૂ કર્યું, તે મને આપો ઘેર જઇ તપાસીશું."

સ્મિથે તત્કાળ ખીસ્સામાંથી બન્ને લીષ્ટો કાઢી બ્લેકનાં હાથમાં આપ્યાં. બ્લેકે તે ઉત્સાહપૂર્વક લઇને પોતાના ખીસ્સામાં મૂકી દીધાં "આથી જરૂર ચોરનો પત્તો મળશે." એવા વિચારથી સ્મિથને પણ આનંદ થયો.

પણ આજે તે ઘણો થાકી ગયો હતો તેથી બારીના એક ખુણામાં ઉંઘવા લાગ્યો. પણ થોડા વખતમાંજ તે ઝબકી ઉઠયો કારણ કે બ્લેકે ગાડીની બારી ઠોકવાથી મોટર અટકી હતી. બ્લેકે સ્મિથને ત્યાંજ ઉતરી પડવાનું કહ્યું.

મિ૦ બ્લેકે ગાડીમાંથી ઉતરી મોટર ડ્રાઇવરના હાથમાં કેટલાક રૂપીઆ આપીને સ્મિથનો હાથ પકડી ચાલવા માંડયું. રસ્તામાં તેણે ધીમે સ્વરે કહ્યું:–"હવે આપણે વધારે દુર જવાનું નથી."

મિ૦ બ્લેકની વાત પૂરી થઇ ન થઇ એટલામાં સામેની ઘડીઆળમાં ટન ટન કરતા દશના ટકોરા થયા. મિ૦ બ્લેક ગલીમાં વીસ પચ્ચીસ કદમ દુર ગયા. સ્મિથ તેની પાછળજ હતો ત્યાં તેઓ ઉભા રહ્યા. ત્યાં એક પાકા મહેલનો દરવાજો તેઓની દ્રષ્ટિએ પડયો. મિ૦ બ્લેકે તેના તરફ ઇસારો કરતાં સ્મિથને કહ્યું:–'આજ હારેન ગાર્ડનનું નંબર ૧૩ નું મકાન છે. અહીંજ પ્રસિદ્ધ ઝવેરી મિ૦ સેમ્યુઅલ રામુજનું કારખાનું છે. તમે અહીં ઉભા રહો, આ મકાનને બીજી બાજુ મુખ્ય દરવાજો છે હું ત્યાં જાઉં છું. આપણે જોઇએ કે બેટ કેવી રીતે મકાનમાં પેસે છે? તમારી પાસે બ્યુગલ છે કે? જો કોઇ દરવાજો

હવાડી બહાર આવે તો તત્કાળ બ્યુગલ વગાડી તેને પકડી રાખજો; કોઇ પણ પ્રકારે તેને છોડવો નહીં બ્યુગલનો અવાજ સાંભળી હું તમારી પાસે આવીશ. અને જ્યાં સુધી હું અહીં ન આવું ત્યાં સુધી તમારે અહીંથી ખસવું નહીં. સમજ્યા ?"

સ્મિથે સર્વ કબુલ કર્યું એટલે ગુપચુપ બ્લેક આગળ વધ્યો સ્મિથ તે સુનાં સટ મકાનના દરવાજાની સામે એકલો ઉભો રહ્યો. પણ તે વખતે તેનું મન ચંચળ થઇ રહ્યું હતું. તે વિચાર કરવા લાગ્યો: -"જો બેટ આ દરવાજેથી નીકળી એકદમ મારા ઉપર હુમલો કરે તો હું એકલો તેને શી રીતે પકડી શકીશ? બ્લેક આવે ત્યાં સુધીમાં તે કદાચ નાશી જાય તો તેનો પીછો પકડવો કે નહીં?" ઠંડી બેહદ પડતી હતી. બન્ને હાથ ગજવામાં ઘાલી તે મકાનના દરવાજાને જોતો ગ્યાસની બત્તીને ઓથે ઉભો રહ્યો.

સ્મિથ ઘણા વખત સુધી તે ઠેકાણે ઉભો રહ્યો. શુનસાન ગલીમાં સર્વ શૂન્યકાર હતું. કેટલાક સમય પછી સ્મિથે ઉભા ઉભા જોયું તો પાસેની દીવાલ પરથી કોઇ "ધમ" દઇને કુદ્યું બેટ તો નહીં કુદ્યો હોય? એ જાણવાને માટે સ્મિથ એકી છલંગે ત્યાં પહોંચી ગયો. ત્યાં જઇને જોયું તો એક કાળો બિલાડો પૂછડી હલાવતો ત્યાંથી નાઠો.........

હવે સ્મિથ વિચાર કરવા લાગ્યો કે આ શુનશાન અને અન્ધકાર પૂર્ણ મકાનમાં શું બેટ ચોરી કરવા આવ્યો હશે કે નહિ.—આવ્યો હશે તો શું સાહેબે તેને પકડયો હશે ? હું અહીં કયાં સુધી ઉભો રહીશ?

થોડા વખત પછી ઘડીઆળમાં સાડા દશનો ટકોરો પડયો તેજ વખતે મકાનની અંદર પોલીસનુ બ્યુગલ વાગવા માંડયું. બ્યુગલનો અવાજ ઘણોજ તીવ્ર હતો. બ્યુગલ સાંભળીને સ્મિથનુ હૃદય જોરથી ધડકવા લાગ્યું તેણે જાણ્યું કે પોલીસે ચોરને પકડયો છે. તે બન્ને હાથે હૃદયના ધબકારા ધીમા પાડવા પ્રયત્ન કરતો દરવાજા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો.

વારંવાર બ્યુગલ વાગવા લાગ્યું. મહેલની અંદરનો ધમધમાટ સંભળાવા લાગ્યો. મકાનની અંદર શું છે તે જોવાની સ્મિથને ઇચ્છા થઇ પણ બ્લેકની આવવાની રાહ જોવા લાગ્યો પણ બ્લેક ત્યાં આવ્યોજ નહીં.

થોડા વખત પછી મિ૦ રામુજની દુકાનમાં કોઇનો કંઠ સ્વર સંભળાયો. સ્મિથ સમજ્યો કે દરવાજાની અંદરથી કોઇ કાંઇ કહે છે. ત્યાર પછી એક પલકમાં સ્મિથની સામેનો દરવાજો ઉઘડયો અને કાળો પોષાક પહેરેલો એક લાંબો માણસ સ્મિથની સામે આવીને ઉભો રહ્યો. તે માણસને જોતાંજ સ્મિથે વાઘની માફક કુદી તેને પકડી લીધો.

આવનારે પણ સ્મિથના હાથમાંથી છુટવાનો પ્રયત્ન ન કરતાં ઉલટો તેને પકડી લીધો. હવે તે ગલીમાં તે બન્ને જણા વચ્ચે બાથંબાથ શરૂ થઇ અને આખરે બન્ને જમીનપર પડયા.

સ્મિથ સમજ્યો કે મેં બેટને પકડયો છે તેથી જ્યાં સુધી મિ૦ બ્લેક અહીં ન આવી પહોંચે ત્યાં સુધી એને છોડવો નહિ. તેને બ્યુગલ વગાડવાનો લાગ પણ મળ્યો નહીં. તેઓના બન્ને હાથો એક બીજાએ પકડેલા હતા. સ્મિથે જેને પકડયો હતો તે ઘણો બળવાન હતો. કેટલીક મિનિટો પછી સ્મિથને હરાવી તે તેની છાતીપર ચઢી બેઠો હતો. હવે સ્મિથ છુટવાને ફાંફા મારવા લાગ્યો પણ પરિણામ શુન્ય !

આગન્તુક જો બેટ છે તો પછી તે નાસવાનો પયત્ન ન કરતાં આ પ્રમાણે કેમ બેઠો છે? પાસેજ જે ગ્યાસની બત્તી બળી રહી હતી તેનો પ્રકાશ આગન્તુકનાં મુખપર પડતો હતો. સ્મિથ તીક્ષ્ણ દ્રષ્ટિથી તેના તરફ જોવા લાગ્યો. તેની હેટ અને કપડાંપર નજર પડતાંજ તે આશ્ચર્ય પામ્યો. "અરે આ શું? આ બેટ નથી આ તો પોલીસનો માણસ જણાય છે!"

નીચે પડેલા સ્મિથને બન્ને હાથે પકડી રાખી ઉંચે સ્વરે તે કોન્સ્ટે-

બલે બુમ મારી: "પકડયો છે? ચોરને પકડયો છે? જલ્દી અહીંઆ આવો."

તેની વાત સાંભળીને સ્મિથ સમજી ગયો કે મારી માફક આ કોન્સ્ટેબલ પણ ભ્રમિત બન્યો છે. સ્મિથે તેને કહ્યું: "તમે પણ મારા જેવાજ ગધેડા જણાઓ છો? મેં ભૂલ કરી એટલે તમે પણ કરી? ખસો હું ચોર નથી."

કોન્સ્ટેબલે માથું હલાવીને કહ્યું:-"હવે ચુપ મરી રેની, મારી સાથે તારી ચાલાકી ચાલવાની નથી. હું પોલીસનો માણસ છું. રોજ તારા જેવાની ચાલાકીઓ જોયા કરૂં છું. હવે જો નાસવાનો પ્રયત્ન કરીશ તો બચ્યા! તારા ટાંટીઆજ તોડી નાંખીશ. જમાદાર સાહેબ અહીં આવો ચોરને પકડયો છે!"

પોલીસનો એક જમાદાર ત્યાં આવી પહોંચ્યો. તેણે હાંફતાં હાંફતાં કહ્યું:-'બેઅર! તેં બહુ સરૂ કર્યું. તું બહુ બહાદુર છે. જોઇએ ચોર કોણ છે?'

સ્મિથે તેના જવાબમાંજ કહ્યું:-"જમાદાર સાહેબ! તમે આ મૂરખાને પ્રથમ મને છોડી દેવાની આજ્ઞા આપો-તે ભૂલેલો છે, હું ચોર નથી; મને નકામો પકડયો છે. ચોર તો તમારી આંખોમાં ધૂળ નાખી અત્યાર સુધીમાં કોણ જાણે કયાં નાશી ગયો હશે, હા; મારા સાહેબે તેને પકડયો હોય-તો તમે તેને થાણામાં લઈ જજો. પણ ચોરને મારા સાહેબે પકડયો હોય એ પણ બને એવું નથી."

જમાદારે કહ્યું:-"તારો સાહેબ કોણ? જો તું ચોર નથી તો આટલી રાત્રે આ ઝવેરીની દુકાન આગળ શા માટે ઉભો હતો?"

સ્મિથે કહ્યું:-"મારૂં નામ સ્મિથ છે. હું મિ૦ રોબર્ટ બ્લેકનો મદદનીશ છું. ચોરને પકડવા અમે અહીં આવ્યા હતા."

સ્મિથનું કહેવું સાંભળી તીક્ષ્ણ દ્રષ્ટિએ તેના મ્હોં સામું જોઇ જમાદારે કહ્યું "બેઅર! હું એને ઓળખું છું; એ સાચું કહે છે.

એને છોડી દે."

પોતાની બહાદુરી આ પ્રમાણે નકામી ગયેલી જોઇ કાંઇક દિલગીર થઇ બેલરે સ્મિથને છોડી દીધો. જમાદારે કહ્યું. "સ્મિથ! તમારી વાત હું સમજી શકતો નથી. આ દુકાનમાં ચોરી થઇ છે તે તમને ખબર છે?"

પોતાના શરીર પરથી ધુળ ખંખેરતા સ્મિથ બોલ્યોઃ–"હા, ખબર છે ખબર નહોત તો આટલી રાત્રે મિ૦ બ્લેક અને હું અહીં શા માટે આવતે?"

જમાદારે પૂછયું:–શું મિ૦ રોબર્ટ બ્લેક પણ અહીં આવ્યા છે? મને તો તે મળ્યા નથી તેઓ કયાં છે?

સ્મિથે આશ્ચર્ય સહ પૂછયું. "તમે તેને નથી જોયા? તે તો મારી સાથેજ અહીં આવ્યા છે. પણ હજી સુધી તે અહીં પાછા આવ્યા નથી. તમે તો મુખ્ય દરવાજા તરફ હશો? શું તમે મિ૦ બ્લેકને નથી જોયા?"

જમાદારે કહ્યું:–"ના; મિ૦ બ્લેકનાં દર્શન મને કોઇ જગ્યાએ થયાં નથી; આ મકાનની અંદર અમે કોઇ પણ માણસને જોયો નથી. જ્યારે હું મુખ્ય દરવાજા પાસે આવ્યો ત્યારે એક ચકલીયું પણ ત્યાં નહોતું પણ મિ૦ રામુજની દુકાનનો મુખ્ય દરવાજો ખુલ્લો પડયો હતો અને તેની ઓફિસના ઓરડામાં એક ફાનસ બળી રહ્યું હતું. આટલી રાત્રે દુકાન ઉઘાડી જોઇને હું સમજયો કે જરૂર કાંઇ પણ ઘટના બની છે. જેથી તુર્તજ બ્યુગલ વગાડી હું અંદર પેઠો. ત્યાં જઇને જોયું તો રામુજની તિજોરી ઉઘાડી પડી છે. હું સમજયો કે ચોર હીરા, જવાહીર ચોરીને ચાલ્યો ગયો છે. તો પણ મેં દુકાનની જરેજર તપાસ લીધી. વખતે બારીમાંથી તો ચોર નથી નાશી ગયો? એમ વિચાર કરી મેં કોન્સ્ટેબલ બેલરને પાછલો દરવાજો ઉઘાડી બહાર જવાનો હુકમ આપ્યો બેલરે તમને ચોર જાણી પકડયા અને બેલરને ચોર જાણી તમે બાઝી પડયા ત્યારબાદ હું આવ્યો; આટલી ઘટના બની

પણ મિ૦ બ્લેકને મેં ક્યાંય પણ જોયા નહીં."

સ્મિથે કહ્યું:-"તમે તો અનાયાસે આવી ચઢયા, પણ અમે તો ચોરનો પત્ર મળવાથી આવ્યા હતા મિ૦ બ્લેક જરૂર એ દુકાનમાંજ હશે, અગર તો ચોરની પછવાડે પડયા હશે. તે એક કલાક અગાઉ મને અહીં ઉભો રાખી દુકાનમાં ગયા હતા અને 'હું પાછો ન આવું ત્યાં સુધી તું અહીંથી ખશીસ નહીં." એવો મને હુકમ ફરમાવી ગયા હતા.

જમાદારે કહ્યું-"ત્યારે શું તે પવનના ઘોડા ઉપર સ્વાર થઇને કે ભુત પ્રેત બનીને અહીંથી અદ્રસ્ય થઇ ગયા હશે? ચાલો, આપણે દુકાનની અંદર જઇ તેની તપાસ કરીએ"

ત્યારબાદ જમાદાર અને સ્મિથ બન્ને રામુજની દુકાનમા ગયા અને તેના દરેકે દરેક ઓરડા, ખુણાખાંચરાં ફરી વળ્યા પણ મિ૦ બ્લેકનો પત્તો લાગ્યો નહી. દુકાનમાં ચોપડાઓ, કાંટાઓ, કારીગરોનાં ઓજારો અને પેટીઓ ગમે તેમ અવ્યવસ્થિત પણે પડી હતી. એક મોટી લોઢાની ત્રિજોરી કે જેનો અમુક ભાગ દીવાલમાં જડેલો હતો. તેનું ઢાકણું ખુલ્લું પડેલું હતું એટલે બન્નેને જણાયું કે ચોર-ચોરી કરીને નાશી ગયો છે. ત્યારબાદ બન્ને બહાર આવીને ઉભા રહ્યા અને મિ૦ બ્લેકની રાહ જોવા લાગ્યા. થોડી વાર રાહ જોવા છતાં પણ મિ૦ બ્લેક આવ્યા નહી, ત્યારે જમાદાર કહ્યું. "ઠીક, ત્યારે હું ઘેર જઇશ. કાલે મિ૦ બ્લેકની જુબાનીથી સર્વ જણાશે."

જમાદાર ગયો સ્મિથ પણ ભાડાની ગાડી માટે પંદર મિનિટ સુધી ઉભો રહયો પણ એક પણ ગાડી ત્યાં આવી નહી. તેથી અંધારામાં તેને પગે ચાલતાંજ જવું પડયું. ઘેર આવી જયારે તેણે દરવાજો ઉઘાડયો ત્યારે મિ૦ બ્લેકના ઓરડામાં બતી બળી રહી. તે મનમાં બબડવા લાગ્યો. "મિસિસ બોર્ડલ કેવી મૂર્ખ છે. મિ૦ બ્લેક ઘરમાં ન હોવા

છતાં પણ તેના ઓરડામાં બતી બળે છે. એ પ્રમાણે નકામો ખર્ચ—"

આમ બડબડતાં તેણે ઘરમાં પ્રવેશ કર્યો અને તેણે જે જોયું તેથી તે ત્યાંજ ચિત્રવત્ ઉભો રહયો. તેનો એક પણ પગ આગળ વધી શકયો નહી. તે જાગે છે કે સ્વપ્નમાં તે પણ તે સમજી શકયો નહી તેણે જોયું તો મિ૦ બ્લેક પોતાની ખુરસી પર બેઠા બેઠા નિશ્ચિંતતાથી સર હીલારી સાથે વાતો કરી રહયા છે. તેનો હાવભાવ જોતાં જણાતું હતું. કે આજે કોઇ પણ જગ્યાએ તે બ્હાર ગયા નથી.

---

## પ્રકરણ—૯ મું.............................વિતેલી વાત.

મિ. બ્લેકે સ્મિથને જોતાંજ વિસ્મયતાથી પૂછયું. "કેમ સ્મિથ અત્યાર સુધી કયાં ગયો હતો?"

મિ૦ બ્લેકની વાત સાંભળી સ્મિથ એટલો સ્તંભિત થયો કે, ઉપરોકત વાતનો તેને શું જવાબ આપવો તે તે નકકી કરી શકયો નહીં. ત્યારે શું મિ૦ બ્લેક તેની મજાક કરે છે ઘેરથી તે પોતાની સાથે સ્મિથને લઇ ગયા હતા અને હવે પૂછે છે. કે:—"અત્યાર સુધી કયાં હતો?"

સ્મિથ મનનો ભાવ છુપાવી કાંઇક ઉત્તેજિત થતો બોલ્યો. "જેને માટે ચોરી કરૂં• તેજ કહે કે તું ચોર" તમારી એ વાત મને ઠીક લાગતી નથી. આ પ્રમાણે છેક અજાણ્યા કેમ થઇ ગયા છો ? હું કયાં ગયોં તો. તે તમે નથી જાણતા? તમે કહોને, તમેજ અત્યાર સુધી કયાં હતા ?" સ્મિથની વાત સાંભળી મિ૦ બ્લેક અત્યંત વિસ્મિત થયો ? સ્મિથનું કહેવું ન સમજી શકવાથી તેણે કહ્યું. "હું તો અહીં બેઠા બેઠા કલાકથી સર હીલારી સાથે વાત કરી રહયો છું. હું તો કયાંયે ગયો નથી."

એ સાંભળીને સ્મિથના સંયમનો બંધ તુટી ગયો તે અત્યંત આવેશથી બોલ્યો:–"તમે શું કહો છો સાહેબ? આ બાજુ તો મારી દુર્દશા થવામાં કાંઇ બાકી રહ્યું નથી. અંધકારપૂર્ણ રાત્રિની કકડતી ઠંડીમાં સૂની ગલીમાં લગભગ એક કલાક સુધી એકલો મૂકી તમે કોણ જાણે કયાં ચાલ્યા ગયા ? ત્યાર બાદ એક સિપાઇએ મને ચોર જાણી પકડયો તેની પાસેથી જેમ તેમ છુટયો,અને તમને શોધી શોધીને થાકયો પણ તમારો પત્તોજ લાગ્યો નહી:–મને એકલો મુકી જતા રહેવાની તમારી ઇચ્છા હતી તો મને પહેલેથીજ શા માટે ન કહ્યું. શું એમાં કાંઇ નુકસાન થાય તેમ હતું?"

સ્મિથની વાત સાંભળી મિ૦ બ્લેક ખુરસી પર સુઇ ગયો અને મ્હોં ફાડી વિહ્વળ દ્રષ્ટિથી તેની તરફ ટગર ટગર જોઇ રહયો? એક મિનિટ સુધી તે કાંઇ પણ બોલી શકયો નહીં છેવટે તેણે કહ્યું. "સ્મિથ? શું તું દિવાનો બની ગયો છે? આ શું બકે છે? હું એમાનું કાંઇ પણ સમજી શકતો નથી. તું મારી સાથે કયાં આવ્યો અને કઇ ગલીમાં હું તને મુકી ચાલ્યો ગયો?"

સ્મિથ બોલ્યો:–"હા, હું દિવાનોજ બની ગયો છું, બીજું શું કહું ? તમે મારી સાથે આવવાનું કબુલ કરતા નથી એટલે છેવટે મારે એમજ કહેવું પડે છે. ઠીક, ત્યારે શું તમે મને હારેન ગાર્ડનમાં નહોતા લઇ ગયા ? મને તો આ બધી તમારી મશ્કરીજ જણાય છે. મહેરબાની કરીને કહો કે મને ગલીમાં મુકીને તમે ગયા પછી તમે શું શું કર્યું? એટનો પત્તો લાગ્યો ? કે આ વખતે પણ તેણે તમારી આંખમાં ધુળ નાંખી?"

મિ૦ બ્લેકે હાથમાંની સીગાર ટેબલ ઉપર મુકી. ટટાર થઇને કહ્યું" સ્મિથ? તું દિવાનો ન થયો હોય તો જરૂર સ્વપ્નની વાત કરે છે. હું હારેન ગાર્ડન તરફ બીલકુલ ગયો નથી. હું તો આજે બહુ દુર ગયો હતો."

બ્લેકનું કહેવું સાંભળી સ્મિથ જમીન પર પડતા પડતા બચીને એક ખુરશી પર બેસી ગયો તે પોતાના શરીરપરનો પરસેવો લુછતાં બોલ્યો "મારી અક્કલ કાંઇ કામ કરતી નથી. તમે કહો છો કે હું હારેન ગાર્ડન તરફ ગયો નથી એ કેવું ગુઢ રહસ્ય! હું રાતના નવ વાગે ઘરમાં પેસતો હતો, એટલામાં તમે ઉતાવળી ગતીથી ઘરમાંથી નીકળ્યા અને બેટનો મોકલેલો એક પત્ર મારા હાથમાં આપ્યો શું આ હકીકત પણ અસત્ય છે? "બેટે તમને તે પત્રમાં લખ્યું હતું કે આજ રાત્રે પ્રિન્સ એન્ડરનો હીરા જડીત મુગટ હું ચોરીશ, તમારામાં શક્તિ હોય તો અટકાવવા આવજો." તમારા કહેવાથી મેં મોટરગાડી રોકી. તમે મને ગાડીમાં સાથે લઇને હારેન ગાર્ડન ગયા. ત્યારપછી મારે પોલીસ સાથે મલ્લયુદ્ધ થયું અને ત્યારબાદ જમાદાર સાથે ઝવેરીની દુકાનમાં જઇ ખુણે ખુણો તમને શોધવા માટે હું ફરી વળ્યો. અને હવે તમે કહો છો કે તું સ્વપ્નું જોઇ રહ્યો છે."

મિ૦ બ્લેકે સ્મિથની વાત ગુપચુપ સાંભળી અને પછી દ્રઢતા સુચક સ્વરે કહ્યું. "હું એમાનું કંઇપણ જાણતો નથી,"

બ્લેકના કહેવામાં કપટ અથવા મશ્કરીનું એક પણ ચિન્હ નહેતું તે સત્યતથી ભરેલું હતું તેથી સ્મિથને વિશ્વાસ આવ્યો કે મિ૦ બ્લેક એમાંનું કશું પણ જાણતા નથી. જેથી સ્મિથે પુછ્યુ. "સાહેબ ત્યારે એ શું ગોટાળો છે?"

મિ૦ બ્લેકે કહ્યું, "માઇ! એજ તો હું તમને પુછું છું કે એ શું છે? હું જુઠું તો બોલતો નથી. હારેન ગાર્ડન કેવું ને વાત કેવી! હું તો આજે ત્રીજે પહોરનો બ્રીટન ગયો હતો ત્યાંથી રાતના સાડાસાત વાગ્યાની ગાડીમાં આવ્યો તેથી તમે જેની સાથે ગયા હતા તે કોઇ

બીજો માણસ હશે."

સ્મિથ નિરૂત્તર રહીને માથું ખજવાળવા લાગ્યો તેનું મ્હોં સુકાઇ ગયું! તેણે લથડતે સ્વરે કહ્યું, "સાહેબ ! ત્યારે શું તમારૂં એમ કહેવું છે કે મેં તમને ઓળખ્યા નહીં અને હું તે વખતે આંધળો થઇ ગયો હતો ? મેં તમારો કંઠસ્વર સાંભળ્યો હતો તમારાંજ કપડાં જોયાં હતાં છતાં પણ તમે કહો છો કે તે કોઇ બીજો માણસ હશે ! પણ એમાં તો જરા પણ શંકા નથી કે તેણે જે કપડાં પહેર્યાં હતાં તે તમારાંજ હતાં તમારો મોટો ઓવરકોટ તેણે પહેરેલો હતો, તમારી ફેલ્ટની બદામી ટોપી તેના માથા પર હતી એટલુંજ નહીં પણ તમારી ટાઇ સુદ્ધાં તેણે બાંધેલી હતી."

સ્મિથની વાત સાંભળી છલંગ મારી મિ૦ બ્લેક પોતાના સુવાના ઓરડામાં દોડી ગયો. તેનો એ ભાવ જોઇને સર હીલારી અને સ્મિથ બન્ને દિગમૂઢ માફક તેની તરફ જોઇ રહ્યા. બે મિનિટમાંજ પાછા આવી મિ૦ બ્લેકે કહ્યું: "સ્મિથ ? તમારી વાત સાચી છે. આજ રાતના કોઇ માણસ મારા ઓરડામાં આવી મારા કપડાં પહેરી ગયો હતો." હાથમાં પકડેલાં બૂટ બતાવીને તેણે કહ્યું: 'આ બુટ જુઓ તમારૂં કહેવું આથીજ સાબીત થાય છે. મેં આ બુટ ઘણા દિવસ થયાં પહેર્યાં નથી. આ બુટ હજી ભીનાં છે, એનાં તળીઆમાં કાદવ બાઝેલો છે, મેં મારો મોટો ઓવરકોટ પણ જોયો તેમાં પણ કાદવના છાંટા છે અને ટાઇ પણ ભીંજેલી છે."

મિ૦ બ્લેકની વાત સાંભળી સ્મિથનો ચહેરો પીળો થઇ ગયો. સર હીલારી પણ આ વાત ન સમજી શકવાથી આંખો ફાડી મિ૦ બ્લેકની તરફ જોઇ રહ્યો. પણ મ્હોંથી તે કશું બોલી શકયો નહીં.

સ્મિથે પૂછ્યું:—"સાહેબ ! ત્યારે એ કોણ હશે ?"

મિ૦ બ્લેકે કહ્યું:—"મારી ખાત્રી છે કે આ કામ બેટ સિવાય બીજા

કોઇનું નથી. તેણેજ તને ઠગ્યો છે. તેને માટે કોઇપણ કાર્ય અસાધ્ય નથી."

સ્મિથ મુંગાની માફક બેસી રહ્યો. તેના મનમાં દીલગીરી ઉપજી. તે મનમાંજ શરૂથી તે અત્યાર સુધીની બનેલી તમામ બીનાઓને વિચારવા લાગ્યો. "કે નરવુડથી હું પાછો ફર્યો તે વખતે બેટ ચાલાકીથી મિ૦ બ્લેકના ઓરડામાં જઇ તેના કપડાં પહેરી હું મોટરવાળાને ભાડું આપતો હતો ત્યાં આવ્યો; ચાલ, ઢબ, સ્વર વિગેરે બ્લેકનાં જેવુંજ હોવાથી, અને અન્ધકાર વિશેષ હોવાથી હું તેને ઓળખી શકયો નહીં. તે ભારે કંઠસ્વરથી બોલતો હતો પણ હું સમજ્યો કે એ બ્લેકને થયેલો શરદીનો વિકાર છે. ત્યારબાદ તેણે જે કાંઇ કર્યું તે જાદુ જેવુંજ કર્યું ! માત્ર એકજ કલાકમાં તેણે સર્વ કામ કરી નાંખ્યું અને કપડાં પણ ઉતારીને મુકી ગયો ! હવે સંતાપને લીધે સ્મિથની આંખોમાંથી પાણી ગરવા લાગ્યું. તેને એવું લાગ્યું કે બેટ ઇન્સ્પેક્ટર કુટસ અને મિ૦ બ્લેકને સતાવી શાન્ત ન થયો, તે જાસુશીની મઝા મને પણ ચખાડી ! બેવકુફ બનાવી ગયો !"

મિ૦ બ્લેક જાણી ગયો કે આજના બનાવથી સ્મિથ ઘણો દુ:ખી થયો છે. તેથી તેનાં હૃદયનું દુ:ખ ઓછું કરવા તેણે શાન્ત સ્વરે કહ્યું. "સ્મિથ ! આજે તમને જે પ્રકારે લાંછિત થવું પડયું છે તે અત્યંત દુ:ખનો વિષય છે. જેણે મને પણ કેટલીકવાર ઠગ્યો છે, તેનાથી તમે ઠગાયા એ કાંઇ અત્યંત લજ્જાસ્પદ નથી. તેણે પ્રિન્સ એન્ડરનો હીરાજડિત મુગટ ચોરવાને આ યુક્તિ રચી અને તેમાં તે સફળ પણ થયો છે. એમાં મને પણ ઠગવાનો તેણે બાકી રાખ્યો નથી. આજે સાંજના એક બાબતનો મને તાર મળ્યો હતો. તારમાં હતું કે "બ્રીટન પોલીસના ઇન્સ્પેક્ટર બ્રાઉને એક માણસને બેટ ધારી કેદ પકડયો છે; એ બેટ છે કે નહીં તેની તપાસને માટે

તમારે બ્રીટનના થાણામાં આવવું.” એ તાર મળતાંજ મને એ વાતનો લેશ પણ સન્દેહ આવ્યો નહીં કે આ મને ઠગવાની એક પ્રકારની યુક્તિ છે. હું તુર્તજ બ્રીટન ગયો અને ત્યાં જઇને જોયું તો જણાયું કે પ્રાઉતે મને બોલાવ્યો નહોતો અને બેટ જાણી પકડવામાં એ આવ્યો નહોતો. હું સમજી ગયો કે આ સર્વ બેટની પ્રપંચજાળ છે, અને કોઇ ગુઢ હેતુને માટે મને બ્રીટનમાં બોલાવ્યો છે. હું પાછો લાચાર બનીને ત્યાંથી સ્ટેશન ઉપર આવ્યો. પણ અફસોસ! તે વખતે એક પણ ગાડી લંડન તરફ જતી નહોતી. ટ્રેનની રાહ જોતો હું ત્યાં એક કલાક બેસી રહ્યો. એ વખતમાં બેટ નકલી ચાવીએ ની મદદથી મારા ઓરડામાં આવી મારા કપડાં પહેરી ગયો હશે, એ વચમાં તમે આવ્યા. પણ તે ઘણો ચાલાક હોવાથી જરાપણ ન ગભરાતાં તમને હારેન ગાર્ડન લઇ ગયો. તેની સફાઇને તમે જરાપણ સમજી શકયા નહીં અને તેની સાથે ગયા. તમે સમજ્યા કે હું બ્લેકની સાથેજ ચોર પકડવા જાઉં છું. તેણે તમને ઝવેરીની દુકાનના પાછળને દરવાજે ઉભા રાખ્યા. અને આગળને દરવાજેથી અંદર જઇ પેટીમાંનો મુગટ ચોરી લીધો અને મારા અહીં આવવા પહેલાં મારા કપડાં મૂકેલાં તેજ ઠેકાણે મુકી ચાલ્યો ગયો. બધા બનાવો આ પ્રમાણે બન્યા છે હવે સમજ્યા?”

સ્મિથે કહ્યું:—“તમારી બધી વાતો હું સમજ્યો. પણ હું અને તમે ઘેરે નથી એ તેણે શી રીતે જાણ્યું? અથવા હું કયે વખતે ઘેર આવીશ તે તેણે કેમ જાણ્યું? હું આવ્યો ત્યારે તે તો મારી રાહજ જોયા કરતો હતો!”

મિ૦ બ્લેકે કહ્યું:—“એ વાત પણ અસંભવિત નથી. મને ખાત્રી છે કે બેટ આપણા ઉપર હર હંમેશ નજર રાખે છે, તમે આજ આખો દિવસ ઘેર નથી તે તો જાણતો હશે.”

સ્મિથે પૂછ્યું:—“ત્યારે તમે કેટલા વાગે ઘેર આવ્યા હતા?”

બ્લેકે કહ્યું:-"લગભગ બે કલાક થયા. વિકટોરીઆ સ્ટેશનથી ઉતરી ગાડી ભાડે કરી સીધો હું ઘેરજ આવ્યો હતો હું બ્રીટન ગયો તે પણ બેટની ચાલાકીથીજ. તેની ચાલાકી હું જાણી ગયો હતો તેથી અત્યંત ઉત્કંઠિત થઇને હું ઘેર આવ્યો હતો ઘેર આવીને જોયું તો સર હીલારી મુખ્ય દરવાજા ઉપર ઘંટડી વગાડયા કરતા હતા. તેનાથી મને એ પણ માલુમ પડયું કે આજે બપોરે એક હોટલમાં તમને એ મળ્યા હતા અને નવ વાગે અહીં આવવાનો તમને એઓએ વાયદો પણ કર્યો હતો."

સર હીલારીએ કહ્યું: "મેં મિ૦ સ્મિથને કહ્યુંતું કે હું સાંજે તમારે ઘેર આવીશ. મિ૦ સ્મિથે મને કહ્યુંતું કે નવ વાગ્યા પહેલાં હું ઘેર મળીશ નહીં, એટલે હું બરાબર નવ વાગે આવ્યો, તે વખતે પણ તમે કોઇ નહોતાં તેથી હું એક બીજે ઠેકાણે ફરવા ચાલ્યો ગયો; પછી જ્યારે બીજી વખત આવ્યો ત્યારે તમે મળ્યા."

ઘણીવાર ચિન્તાતુર નેત્રે બ્લેક સામે જોઇને સ્મિથે કહ્યું. 'સાહેબ, આ વખતે પણ આપણે બેટથી હાર્યા! શું હવે કોઇ પણ એને પકડી શકશે નહીં? હવે શું કરવું, કાલે તમારી પાસે પોલીસ આવશે, મેં તેને કહ્યું છે કે મિ૦ બ્લેકને ઝવેરીને ત્યાંની ચોરીની ઘણી ખરી હકીકતના ખબર છે. પોલીસ તમને પૂછશે તો તમે તેનો શો ઉત્તર આપશો?"

મિ૦ બ્લેકે કહ્યુ. "ઉત્તર શું આપીશું? હું ચોખ્ખું કહી દઇશ કે એ બાબત વિષે હું કશું પણ જાણતો નથી; કારણ કે હું ઘેર નહોતો અને તેના જોઇએ તેટલા પુરાવા મારી પાસે છે. પણ એ વાત જરૂર કબુલવી પડશે કે એક ચોરથી હું ઠગાયો છું? શું કરીએ બીજો ઉપાયજ નથી."

સર હીલારી એ સર્વ વાતો સાંભળી રહ્યો હતો તે એકદમ ઉભો થઇ બોલ્યો: 'વાતમાંને વાતમાં રાત વીતી જાય છે, હવે હું તમારી

પાસે રજા માગું છું. મિ૦ બ્લેક ! તમારી વાતો સાંભળીને મને બહુ આનંદ થાય છે. તમે મહેનત કરવામાં પાછી પાની કરશો નહીં મને વિશ્વાસ છે કે, તમારો પરિશ્રમ સફળ થશે અને મારા કર્ણફુલ મને પાછાં મળશેજ. મહેરબાની કરી તમારી તપાસની હકીકત મને જણાવતા રહેજો."

મિ૦ બ્લેકે કહ્યું: "જરૂર, હું આપને સર્વ ખબર આપીશ. અને હું હિમ્મતથી કહું છું કે બેટ હવે જલદી કેદ પકડાશે અને તમારા કર્ણફુલ જ્યાં હશે ત્યાંથી તમને લાવી આપીશ."

સર હીલારી આનંદથી દરવાજા તરફ ચાલ્યા. મિ૦ બ્લેક પણ તેની સાથે ચાલ્યા સર હીલારીએ દરવાજામાં ઉભા ઉભા બ્લેકની સાથે શેકહેન્ડ કરતાં જોયું તો પોતાની પાસે એક કાગળ પડેલો જણાયો ! હીલારીએ તત્કળ તેને ઉંચકી લીધો અને મિ૦ બ્લેકને આપતાં કહ્યું: 'આ એક કાગળ જણાય છે શું એ આપનો કાગળ છે ?"

મિ૦ બ્લેકે સર હીલારીના હાથમાંથી પત્ર લઇ લીધો. કવર પર નજર નાંખતાંજ તે ચોંકી ઉઠયો; કારણકે કવર પરના અક્ષરો તેજ રબ્બરના અક્ષરોથી છાપેલા હતા, તે જોતાંજ તે સમજી ગયો કે એ બેટનો પત્ર છે! પત્ર દરવાજાની ફાટમાંથી ફેંકેલો છે અને એને ફેંકયાને પણ બહુ વાર થઇ નહોતી! કારણકે જયારે બ્લેક ઘેર આવ્યો ત્યારે ત્યાં પત્ર નહોતો.

મિ૦ બ્લેકે તુર્તજ કવર ફાડી અંદરથી પત્ર કાઢી વાંચ્યો અને સર હીલારીના હાથમાં આપતાં કહ્યું. "તમારી રૂબરૂજ આ પત્ર મળ્યો એ સારૂં થયું. તમે એને વાંચો તમને આનંદ થશે"

સર હીલારીએ વિજળીની બત્તી પાસે જઇ ગુપચુપ પત્ર વાંચ્યો વાંચતાંજ તેનું મુખ અત્યંત ગંભીર થઇ ગયું અને તે સાથેજ તેના નેત્રોમાં આશ્ચર્યનો ભાવ જણાવા લાગ્યો. તે પત્ર નીચે પ્રમાણે હતો.

"પ્રિય મિ૦ બ્લેક?"

તમને નકામા બ્રીટન મોકલવાથી મને દુઃખ થાય છે. પરન્તુ મારા સંકલ્પની સિદ્ધિ માટે તમને ભુલાવો ખવડાવી દૂર મોકલવાની ખાસ જરૂર હતી, સ્મિથ પણ મારી જાળમાં ફસાઇ ગયો. તે એટલો ભોળો હશે તેનો મને જરા પણ વિશ્વાસ નહોતો. મારે પણ નિરાશ થવું પડયું છે પ્રિન્સ એન્ડરનો હીરા જડિત મુગટ મને મળી ગયો છે. પરન્તુ મુગટના હીરા પહેલાં જેવા મુલ્યવાન હતા તેવા મુલ્યવાન હમણાં તેમાંથી નીકળ્યા નથી. હલકી ચીજો ચોરવી એ મારી પ્રતિષ્ઠાને નુકશાન પહોંચાડનારૂં હું સમજુ છું હું મારૂં એ નુકશાન પણ પૂર્ણ કરીશ. આજે રાતના એક પ્રતિષ્ઠિત પુરૂષ તમને મળવા આવશે. તેનું નામ સર હીલારી છે. સાંભળ્યું છે કે તેના ખજાનામાં બહુ મુલ્ય હીરાઓ છે, તેમાં એક બહુ મુલ્ય હીરો તો વેજ કુટુંબનું ગૌરવ છે. તે હીરો તેના વડીલો તરફથી તેના વંશમા વંસ–પરંપરા ચાલ્યો આવે છે. મને એવી ઈચ્છા થઈ છે કે, તે હીરો મેળવીને હું મારો ખજાનો શોભાવું. આવતી કાલે રાતના દશ વાગે એ હીરો મારા હાથમાં આવશે. તમને નિમંત્રણ છે. "બ્લેટ"

પત્ર વાંચી સર હીલારી ક્રોધથી લાલ લાલ થઇ ગયો અને બોલ્યો. "કેવી સ્પર્ધા! કેવું સાહસ! એ લુચ્ચો ઠગ મારો ખજાનો પણ લુટવા માગે છે. કયારે ચોરી કરીશ, એ પણ લખ્યું છે. મિ૦ બ્લેક! આ ધૃષ્ટતા અસહ્ય છે. બ્લેટ હવે ફાટી ગયો છે. તેને તેની શિક્ષા હવે જલદી થવી જોઇએ મિ૦ બ્લેક! શું એ આ પત્ર લખ્યા પ્રમાણે કામ કરશે કે?"

મિ૦ બ્લેકે ગંભીરતાથી કહ્યું. "શું કહું? અત્યાર સુધીમાં એણે જે જે કામો કર્યાં છે તે જોતાં આ કામ એને માટે મુશ્કેલ નથી. હું સારી રીતે જાણી ગયો છું કે મિથ્યા ગર્વ કરવાની તેને ટેવ નથી. તેણે આ પત્રમાં જે હીરાનો ઉલ્લેખ કર્યો છે તે તમે તમારે ત્યાં કયાં રાખ્યો છે?"

સર હીલારીએ કહ્યું, "પાર્કસ્ટ્રીટવાળા મકાનમાં લોઢાની બંધ

ત્રિજોરીમાં મને ખાત્રી છે કે તેમાંથી ચોરી કરવી એ ચોરોને માટે તો અસંભવિત છે. પેટીનાં તાળામાં સાંકેતિક અક્ષરો છે. તે સર્વ અક્ષરોને બરાબર ગોઠવવા સિવાય પેટી કદી ઉઘડી શકશે નહી. મારા સિવાય કોઇ તે જાણતું નથી જો બેટ એમ જાણતો હોત કે એ પેટીમાથી હીરો ચોરવો એ મુશ્કેલ છે તો તે કદી પણ આવું સાહસ કરત નહી. મિ૦ બ્લેક! તે મારો હીરો ચોરવા આવે તો તેને પકડવો જોઇએ. તેને માટે મારે ઘેર આવવા હું તમને વિનંતિ કરૂં છુ. તમે કાલે લખેલા સમય પહેલાં મારે ઘેર આવજો બેટ આવશે તો આપણે તેને પકડીશું શું મારૂં કહેવું તમને માન્ય છે?''

મિ૦ બ્લેક બોલ્યો; 'એમાં માન્ય કરવાનું શું છે? સ્મિથને સાથે લઇને કાલે યોગ્ય વખતે હું આવીશ; ઇન્સ્પેકટર કુટસ પણ બે કોન્સ્ટેબલો સાથે મને મદદ કરવા આવશે; તમે તમારે નિશ્ચિંત રહેજો."

સર હીલારીએ ઉત્સાહ સાથે કહ્યું: 'જો એમ થશે તો જરૂર તે પાપીને પકડીશું, તે કેવો ચાલાક ચોર છે તે પણ માલમ પડશે."

સર હીલારીના જવા પછી મિ૦ બ્લેક પોતાની બેઠકના ઓરડામાં આવીને બેઠો. તેનો ઉત્સાહપૂર્ણ ભાવ જોઇને સ્મિથે કહ્યું; 'સાહેબ, મને જણાય છે કે બેટને પકડવાની કોઇ સફળ યુકિત તમે શોધી કાઢી છે. કહો! મારૂં અનુમાન સત્ય છે કે અસત્ય?''

મિ૦ બ્લેક બોલ્યો: "હા તમારૂં અનુમાન સત્ય છે, તો પણ મારી યુકિત સફળ થશે કે નહિ તે હું અત્યારે કહી શકતો નથી વારૂ આજે આખો દિવસ ફરીને તમે શું પત્તો મેળવ્યો?''

સ્મિથ કયાં કયાં ગયો હતો અને કયાં કયાંથી આમંત્રણ કરેલા માણસોના નામનું લીષ્ટ લઇ આવ્યો હતો તે સર્વ બીના બ્લેકને સ્મિથે કહી સંભળાવી.

મિ૦ બ્લેકે પૂછયું; '' તમે જે બે લિષ્ટ લાવ્યા છો તે કયાં છે?

સ્મિથે કહ્યું: "તમેજ તે માગો છો એમ સમજી મેં તે તમારા વેશધારી બેટને આપી દીધાં હતાં."

બ્લેકે પૂછ્યું. "તેણે યાદીઓ માગી હતી કે તમેજ આપી હતી?" સ્મિથે કહ્યું. "તેણે માગી હતી, અને તેમાનાં નામ જોવાની તેની ઇચ્છા હોવાથી તેણે તે લીધી હતી. મારો તો સર્વ પરિશ્રમ વ્યર્થ ગયો!"

મિ૦ બ્લેક બોલ્યો. 'ઠીક થયું; મારૂં ધારવું એથી કેટલે અંશે સત્ય ઠરે છે. કાલે હું ટેલીફોનથી તે લિષ્ટની સર્વ વિગત મેળવીશ." આમ કહી મિ૦ બ્લેક, ધુમ્રપાન કરવા લાગ્યો. સ્મિથ બ્લેકની વાતોનો હેતુ સમજી શકયો નહી, તેથી તે ચુપ બેઠો. સમસ્ત રહસ્ય તેને માટે ગુઢ થઇ પડયું. બેટ કોણ છે? એ મિ૦ બ્લેક શી રીતે જાણી ગયા તે કાંઇ પણ તેના સમજવામાં આવ્યું નહી.

## પ્રકરણ ૧૦ મું.........................બેટ બન્દીવાન.

બીજે દિવસે પ્રાતઃકાળમાં મિ૦ બ્લેકે ટેલીફોનની પાસે જઇ કોઇ દોસ્તને કાંઇ કહી ભૂંગળું મુકી દીધું એટલામાં મિ૦ સ્મિથ ઉત્સાહ સાથે તેની પાસે આવીને ઉભો રહ્યો. તેને લઇ ભોજનનાં ટેબલ પાસે જતાં મિ૦ બ્લેકે કહ્યું."સ્મિથ! જણાય છે કે આજે રાતના આપણે બેટને પકડી શકીશું. તેને જોઇને તમે એટલા વિસ્મય પામશો કે તમારા આખા જીવનમાં તમે કદી પણ એટલા વિસ્મય નહીં થયા હો"

એ સાંભળી સ્મિથ બ્લેકનાં મ્હોં સામે જોઇને બોલ્યો. "શું કહ્યું આજ રાતના તમે બેટને પકડશો? કેવી રીતે અને કયાં?

મિ૦ બ્લેકે કહ્યું."પાર્ક સ્ટ્રીટમાં સર હીલારીના મકાનમાંજ આજે બેટ પકડાશે. તે કેવી રીતે પકડાશે તે તેજ વખતે તમો જોઇ શકશો તે પહેલાંએ વાત જાણવા તમો આતુર થશો નહીં ધીરજથી સર્વ જોયા કરો."

સ્મિથ કાંઇ પણ બોલ્યો નહીં બન્ને ભોજન કરવા લાગ્યા બ્લેકનો નિશ્ચિત ભાવ જોઇ સ્મિથ સમજ્યો કે સાહેબ આજે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરશે. તેણે એક બીજી બાબત પણ જોઇ કે મિ૦ બ્લેકે ઘણા દિવસો પછી આજે પેટ ભરીને ખાધું છે. કેટલાયે દિવસો થયા તે પેટ ભરીને ખાતા નહોતા આથી સ્મિથની જીજ્ઞાસા વધી ગઇ હતી પણ તે વખતે તે બ્લેકને કાંઇપણ પૂછી શક્યો નહીં. છતાં વધારે વખત તેનાથી ચુપ રહેવાયું નહીં. તેણે બ્લેકને અનેક પ્રશ્નો પૂછ્યા પણ મિ૦ બ્લેકે તેને યોગ્ય ઉત્તરો આપ્યા નહીં માત્ર તે એટલુંજ જાણી શક્યો કે આજે રાતના બેટ ઘણી સહેલાઇથી પકડાશે અને તે તું સારી રીતે જોઇ શકીશ.

મિ૦ બ્લેકે સવારમાં શીલ્ડશાયરના લેડી માર્કવિસને, અને સેન્ટ્રલ યુનાઇટેડ બેન્કના મેનેજરને ટેલીફોનથી જે જે વાતો પુછી હતી તે સર્વ તેને અનુકુળ હતી કે પ્રતિકુળ તે પણ સ્મિથ જાણી શક્યો નહીં.

તે દિવસે સવારમાં જેટલાં ડેલી પત્રો પ્રગટ થયાં હતાં તે સર્વમાં પ્રિન્સ એન્ડરનો હીરાજડિત મુગટ ચોરાયાની હકીકત વિસ્તાર પૂર્વક છપાઇ હતી. મિ૦ બ્લેક ચોર પકડવા ગયા હતા પણ નિષ્ફળ નીવડી પાછા આવ્યા હતા એ વાત પેપરોમાં વાંચી સ્કોટલાંડ યાર્ડના પોલીસ અમલદારો મિ૦ બ્લેક પાસે આવ્યા અને ખાસ હકીકત શું છે તે જણાવવા તેઓએ વિનતિ કરી. મિ૦ બ્લેકે રાતના જે બીના બની હતી તે વીગતવાર તેઓને જણાવી. મિ૦ બ્લેકની વાત સાંભળી પૂછવા આવનારાઓને સંતોષ થયો નહીં. તે જોઇને મિ૦ બ્લેકે કહ્યું: "તમારે નિરાશ થવાનું કાંઇ નથી. તમે આવતી કાલે આ વખતે બેટને તમારી આંખો વડે કેદખાનામાં જોઇ શકશો અને પ્રિન્સ એન્ડરને પણ પોતાનો હીરા જડીત મુગટ પુનઃ પ્રાપ્ત થશે."

ઇન્સ્પેકટરો અને બીજા અમલદારોને બ્લેકનાં એ કથન ઉપર

વિશ્વાસ આવ્યો નહીં. તેઓ ઉદાસ મને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. પણ સ્મિથની સ્થિતિ અત્યંત કષ્ટમય બની ગઇ હતી ક્યારે રાત પડે અને બેટનાં દર્શન થાય વિગેરે વિચારોથી તે એકદમ અધીરો થઇ ગયો હતો. તેને એક એક મીનીટ, અને એક કલાક તે એક દિવસ જેવો જણાતો હતો.

મિ૦ બ્લેકે તેને બધી સ્પષ્ટ વાત કહેલી નહીં હોવાથી તે મનમાં ગુંચવાતો અત્યંત ગંભીર બની આખો દિવસ બેસી રહ્યો મિ૦ બ્લેકે બેટને પકડવા કઇ યુક્તિ શોધી કાઢી છે, તે બહુ વિચાર કરવા છતાં પણ તે નક્કી કરી શક્યો નહીં. રાત પડી રાતના આઠ વાગે મિ૦ બ્લેક કપડાં પહેરી સ્મિથ પાસે આવ્યો અને સ્મિત હાસ્ય કરીને કહ્યું: 'સ્મિથ! ચાલો હવે વખત બગાડવાની જરૂર નથી; વખત થઇ ગયો છે." સ્મિથ બ્લેકનીજ રાહ જોતો બેઠો હતો તેથી તુર્તજ ઉઠી કપડાં પહેરીને બ્લેક સાથે બહાર નીકળ્યો. બહાર નીકળીને તેઓએ એક મોટર-ગાડી ભાડે કરી અને સ્કોટલાંડ યાર્ડ તરફ રવાના થયા. ઇન્સ્પેક્ટર કુટ્સને પહેલેથીજ ખબર આપેલી હોવાથી તે પણ એ લોકોની રાહ જોવા કરતો હતો.

ઇન્સ્પેક્ટર કુટ્સ કાંઇક દિલગીર દેખાતો હતો તેથી મિ૦ બ્લેકે તેને દિલગીર થવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું: "મિ૦ બ્લેક! આપણે ચોરને પકડવા જઇએ છીએ તો ખરા, પણ તે હાથમાં આવશે એમ મને નક્કી જણાતું નથી, વળી પાછા એકવાર નામોશી સાથે આપણે પાછા આવવું પડશે. અને લાભ એ થશે કે બેટનીજ બીછાવેલી જાળમાં આપણે આપણી મેળેજ સપડાઇશું."

મિ૦ બ્લેકે કહ્યું. "નહી હવે તમારે એવી શંકા કરવાની જરૂર નથી આ વખતે તે નાશી શકશે નહીં, એ વાત પર વિશ્વાસ રાખો.

લુચ્ચાઓ અને ચોરો વારંવાર પોલીસની આંખમાં ધૂળ નાખે છે પણ જરૂર એક દિવસ તે પકડાયા વિના રહેતા નથી, તે પ્રમાણે આજે બેટ પણ પકડાશે. આજ રાતના દશ વાગે બેટને કેદ કરી હું તમારા હાથમાં આપી દઇશ. તમે તમારા બે કોન્સ્ટેબલોને બધી વાતો સમજાવી દીધી છે ને? તેને કહો કે તેઓ બીજી ગાડીમાં પાછળ આવે. સર હીલારીના મકાને જઇ તેમાંનો એક માણસ મુખ્ય દરવાજા પર અને બીજો બારી તરફ ઉભો રહે; અને તમે અમારી સાથે રહો.

ઇન્સ્પેકટર કુટ્સે કોન્સ્ટેબલોને યોગ્ય સમજ આપી મિ૦ બ્લેકની સાથે ગાડીમાં બેઠો એટલે મોટર પાર્ક સ્ટ્રીટ તરફ દોડવા લાગી

ગાડીમાં કુટસે કહ્યું. "બેટ આજ રાતના સર હીલારીના મકાનમાં ન આવતાં દુર રહીને મજા જોયા કરશે. કારણ કે જ્યારે તે જાણશે કે હું અને તમે બંને અહીંઆ આવ્યા છીએ ત્યારે તે ચોરી કરવા આવે ખરો? હાથે કરીને કેદ પકડાવાની કોણ ઇચ્છા કરે? મિ૦ બ્લેક! તમે ગમે તેમ કહો પણ મારૂં મન તો માનતું નથી!"

મિ૦ બ્લેકે કહ્યું. "તમે તો ડરથી ધ્રુજી રહ્યા છો જે બારે માસ સમુદ્રમાંજ સૂઇ રહે છે તેને પછી તેના મોજાંનો શો ડર? કેટલીક વાર પાછા પડવું પડયું છે તો એક વાર વધારે. લોકોને હસવાનો એક અવસર વધારે મળશે તેમાં આટલા બધા ચિન્તાતુર થવાની શી જરૂર છે! ચિંતાઓને છોડો! હું પ્રતિજ્ઞા કરૂં કેઃ—જો આજેજ બેટને ન પકડી શકું તો સદાને માટે ડીટેકટીવપણું છોડી દઇશ."—તેઓ સર હીલારીના મકાન પર પહોંચ્યા એટલે સર હીલારી જાતે એ લોકોનું સ્વાગત કરવા દરવાજા પર આવ્યો મિ૦ બ્લેક અને કુટ્સને જોઇને તે અત્યંત આનંદિત થયો.

સર હીલારીએ કહ્યું."તમને આવેલા જોઇને હું ઘણો આનંદ પામ્યો છું. હું આજે બનવાના બનાવનો વિચાર કરી મનમાં ને મનમાં ડરી રહ્યો હતો પણ તમોને જોઇને મને આશ્વાસન મળ્યું છે. પણ મને એ તો જણાવો કે તમે બ્લેક છો કે બ્લેકનું રૂપધારણ કરી આવેલા બેટ છો?"

મિ૦ બ્લેકે હસીને કહ્યું. "જો હું બેટ હોત તો મારી સાથે ઇન્સ્પેક્ટર કુટ્સ કદી પણ આવે નહીં. છતાં એ માટે હું તમને દોષ દેતો નથી. બેટને માટે કોઇપણ કામ અશક્ય નથી એ તો તમે જાણો છોજ." થોડીવાર પછી ઇન્સ્પેક્ટર કુટ્સના બે સાથીઓ પણ ત્યાં આવી લાગ્યા. કુટસે તેને યોગ્ય જગ્યાએ પહેરા ઉપર ઉભા રાખી પછી સર્વે મકાનની અંદર ગયા. ત્યાર પછી સર હીલારીએ પોતાને હાથે બહારનો દરવાજો બન્ધ કર્યો અને સુન્દર દાદર ચઢી સર્વે તેના રીડીંગ રૂમમાં આવી પહોંચ્યા.

એ ઓરડો ઘણો મોટો હતો. એની સજાવટ અપૂર્વ હતી. એ ઓરડામાં સુંદર કારીગરીવાળો કીમતી ગાલીચો પાથરેલો હતો. તે એટલો નરમ હતો કે તેનાપર પગ મૂકતાંજ પગ અંદર પેસી જતો. એ ઓરડામાં ખુરશીઓ મખમલથી મઢેલી અને સ્પ્રીંગની ગાદીઓવાળી હતી. દરેક દીવાલ સાથે કબાટો ગોઠવેલાં હતાં અને તે સર્વમાં પુસ્તકો ભરેલા હતાં. ઓરડાની વચમાં એક મોટું ટેબલ હતું. ઓરડાના એક ખુણામાં લોઢાની એક મોટી મજબુત ત્રિજોરી મૂકેલી હતી, જેને અત્યંત ચાલાક ચોર પણ ખોલી શકે તેમ નહોતું.

સર હીલારીએ અતિથિ સત્કાર માટે સોડા, વિસ્કી વિગેરે લાવીને પ્રથમથીજ રાખી મુક્યું હતું. મિ૦ બ્લેક મદ્યપાન કરતો નહોતો. મિ૦ બ્લેક તો બાટલીને અડકયો નહીં પરંતુ ઇન્સ્પેક્ટર કુટસ

વિસ્કીની લાલચને ન અટકાવી શકવાથી તેને ઉદરમાં સ્થાન આપતાં હસીને બોલ્યો: "આજ શરીર સારૂં નથી ચોર પકડવા માટે જરા છાંટા પાણીની જરૂર હતીજ."

ત્યાર બાદ સર હીલારીએ ત્રિજોરી પાસે જઇ અક્ષરોવાળું તાળું અક્ષરો ગોઠવી ઉઘાડયું અને એક ચામડાંનું નાનું બાકસ કાઢી તેને ટેબલ ઉપર મિ૦ બ્લેક અને ઇન્સ્પેકટર કુટસની સામે મૂકી બોલ્યો: મિ. "બ્લેક આ બાકસની અંદર મારો સર્વે શ્રેષ્ઠ પારિવારિક હીરો રાખેલો છે. આખા ઇંગ્લાડમાં અને કોઇ પણ સભ્ય કુટુંબમાં આની જોડનો સુન્દર મુલ્યવાન હીરો નથી."

સર હીલારીએ તે બાકસ ખોલી હીરો મિ૦ બ્લેકને બતાવ્યો. મિ૦ બ્લેક આશ્ચર્યજનક દૃષ્ટિએ તે અપૂર્વ કાન્તિવાન હીરા તરફ જોઇ રહ્યો. ઇન્સ્પેકટર કુટ્સ અને સ્મિથ પણ તે હીરાને જોઇને એટલા મુગ્ધ થયા કે તે પરથી નજર ખેંચી લેવાનું પણ ભાન રહ્યું નહીં! વિજળીની બત્તીનો પ્રકાશ તે હીરા ઉપર પડવાથી તેની એવી જ્યોતિ જણાતિ હતી કે જાણે બીજો વીજળીનો દીવો! એ હીરો લાલ રંગનો હતો અને ઝવેરીઓ તેને **પદ્મરાગમણિ**ના નામથી ઓળખતા હતા. જે પ્રમાણે ખીલેલા કમળો જોવાથી નેત્રોને આનંદ મળે છે તેજ પ્રમાણે તે હીરાનું માધુર્ય અને તેની કાન્તિ સર્વના નેત્રોને આનંદ આપતી હતી. તે હીરાના વખાણ માટે કોઇના મ્હોંમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહીં.

એ પ્રમાણે સર્વનો મુગ્ધભાવ જોઇને સર હીલારીએ કહ્યું. "આ અમારી કુટુમ્બિક સમ્પત્તિ છે. અમારા પૂર્વજો અનેક સૈકાઓથી આ હીરાની પોતાના ખજાનામાં રક્ષા કરતા આવ્યા છે. મારા પિતાના

મરણ બાદ એ મારા સ્વાધીનમાં આવ્યો છે. એ અમારા વંશના ગૌરવ અને ગર્વની ચીજ છે; લુચ્ચો બેટ અમારા એ ગૌરવનું હરણ કરવા તૈયાર થયો છે. તેણે આજ રાતના દશ વાગે આ હીરો ચોરી જવાનું કહેણ મોકલી મને પુષ્કળ ડરાવ્યો છે. હું ધારૂં છું કે તેણે એક પ્રકારનું અન્યાયપૂર્ણ સાહસ વ્યક્ત કર્યું છે! અનેક સ્થાનોએ વારંવાર ચોરી કરવા છતાં ન પકડાવાથી તેનું આટલું સાહસ વધી ગયું છે! પરન્તુ આજે તેનો ઉદ્દેશ પાર પાડવા દઈશું નહીં; તેથી મારી એવી ઇચ્છા છે કે, આજની રાત આ હીરાને લોઢાની પેટીમાં ન મુકતાં આ ટેબલ ઉપરજ રહેવા દઈ તમે લોકો ટેબલની ચારે બાજુ બેસીને હીરા ઉપર નજર રાખ્યા કરજો. રાતના દશ વાગ્યા સુધી આપણી નજર તળે એ રહેવો જોઈએ, પછી જોઈએ છીએ કે બેટ કેવી રીતે સર્વની સામે એને ચોરે છે!"

સર હીલારીના કહેવાથી સર્વ ટેબલની આજુબાજુ બેસી ગયા. ઇન્સ્પેક્ટર કુટસે કહ્યું: "સર હીલારીના કહેવા પ્રમાણે કરવામાં મને કોઈ જાતનો વાંધો નથી, પણ શું આપણે સર્વ દિવાના થઈ ગયા છીએ! કે બેટ આપણને બેશુદ્ધ કરીને આ હીરો ચોરી જશે?"

મિ૦ બ્લેકે કાંઈ પણ બોલ્યા વિના થોડુંક હસીને ઘડીઆળ તરફ જોયું. આ વખતે રાતના સાડા નવ વાગ્યા હતા. બેટે લખ્યું હતું કે:- "હું બરાબર રાતના દશ વાગે હીરો ચોરીશ"

ચારે જણ ટેબલની આસપાસ બેઠા પછી પણ ચૂપ રહી શકયા નહી. તેઓએ વાતચીત કરવા માંડી મિ૦ બ્લેકે પણ એક બે વાત કરી અને પછી ધીમે ધીમે ચીરૂટ પીવા લાગ્યો. ધીમે ધીમે ઘડીયાળનાં બન્ને કાંટા દશ ઉપર આવ્યા. સર હીલારી અત્યંત ઉત્સાહપૂર્વક પોતાની આકૃ-

કાની મુસાફરીનું વર્ણન સુંદર અને છટાદાર ભાષામાં કહી રહ્યો હતો.

મિ૦ બ્લેક ફરી ઘડીયાળમા જોયું ત્યારે દશમાં પાંચ મિનિટ ઓછી હતી. પહેલી ચીરૂટ પુરી કરી બીજી સળગાવવા તેણે દીવાસળી સળગાવી. ત્યાર બાદ ઘડીઆળમાં ટન ટન ટન કરતાં દશના ટકોરા પડયા. ટકોરા વાગતાંની સાથેજ વાતો બંધ થઇ ગઇ. સર્વ એ ચ સ રે.ફી ઘડીઆળ તરફ જોયું. આ વખતે સર્વેના હૃદયોમાં અંધાધુંધી શરૂ થઇ હતી જાણે સર્વનાં હૃદયો ઉપર હથોડા ઠોકાઇ રહ્યા હતા. સર્વના પગથી માથાં લગી વિજળી દોડવા લાગી. હવે શું થાય છે તે જોવા માટે સર્વ સ્તંભિત થઇ બેઠા.

દશ વાગી ગયા. ટકોરાનો અવાજ શુન્યમાં મળી ગયો. તો પણ કોઇ અદ્ભુત ઘટના બની નહીં. સર્વ ઉત્સુક નેત્રોથી ટેબલ તરફ જોઇ રહ્યા. હીરો જ્યાં મુકેલો હતો ત્યાંજ હતો

કુટસે ગર્વ સહિત કહ્યુઃ "કેમ! હું કહેતો'તોને કે બ્લેકમાં એટલી શકિત નથી કે આ હીરાને આપણી સમક્ષ ચોરી શકે ! હું જાણું છુ કે આપણુ સર્વેને મુર્ખા બનાવવાને માટે--" ઇન્સપેકટર કુટસ પોતાનું કહેવું પુરૂં કરે તે પહેલાં વચમાંજ સ્મિથ બુમ મારી ઉઠયો. કારણ કે તેજ વખતે કોઇ જગ્યાએ 'ખટ' દઇને એક અવાજ થયો, અને સાથેજ તે ઓરડામાંના તમામ વિજળીના દીપકો એક ક્ષણમાં બુઝાઇ ગયા. આખા ઓરડામાં ગાઢ અન્ધકાર ફરી વળ્યો! કોઇ કાંઇ પણ જોઇ શકતું નહોતું!

એ અદ્ભુત બનાવથી બીજા તો ભયભીત બની ગયા, પણ મિ૦ બ્લેક તેવો થયો નહોતો. તેણે તેજ વખતે એવા અન્ધકારમાં પણ વિજળીની ઝડપે પોતાનો ડાબો હાથ ટેબલ ઉપર મુકી દીધો કે જે જગ્યા પર હીરો મુકેલો હતો; તે જગા આવા અન્ધકારમાં પણ મિ૦

બ્લેકના મગજમાંથી ખસી ન હતી ત્યારબાદ જણાયું કે સર હીલારી બુમો પાડતો પોતાની ખુરશી ઉપરથી ઉઠી એ ઓરડાના અમુક ભાગમાં દોડાદોડી કરી રહયો છે. તેના ધક્કાથી કેટલીયે ખુરશીઓ ઉંધી વળી ગઇ. આ સર્વ ઘટના જોતજોતામાં બની ગઇ. કેટલીક મિનિટ પછી સર હીલારીએ પાછા વીજળીના દીપકો સળગાવ્યા. ઇન્સ્પેક્ટર કુટસ ટેબલની પાસે થર થર કંપતો ઉભો હતો, તેનું મ્હો સુકાઇ ગયું હતું. સ્મિથની પણ એવીજ અવસ્થા થઇ હતી.

દીપકો સળગ્યા પછી ગભરાયલા સ્વરે કુટસે કહ્યું. "હીરો કયાં છે! ટેબલ પર તો દેખાતો નથી!"

સર હીલારીએ કહ્યું. "મારો સર્વનાશ થઇ ગયોરે! શું હીરો ચોરાઇ ગયો? શું આટલા બધા માણસોની સમક્ષ ચોરી થઇ?"

મિ૦ બ્લેકે કહ્યું. "નહીં; ચોરી થઇ નથી. હીરો ચોરાઇ જાય એવી શંકાથી મેં તેને પ્રથમથીજ ઉંચકી લીધો હતો, આમ કહી મિ૦ બ્લેકે પોતાના મુઠ્ઠી ઉઘાડી હાથમાંની વસ્તુ સર્વની સામે મુકી દીધી; પરન્તુ હાથમાંની તે વસ્તુ હીરો નહોતો, માત્ર કાચનો ટૂકડો હતો? કુટસ બુમ મારી ઉઠયો. અરે! આ શું? આ તો હીરો નથી–પણ કાચનો ટૂકડો છે! શું આ જાદુ નથી? જાદુ સિવાય આવું અદ્દભુત પરિવર્તન થવું અસંભવિત છે." મિ૦ બ્લેકે ક્ષણભર નિસ્તબ્ધ રહીને સર હીલારીને કાચનો ટુકડો બતાવી દ્રઢ સ્વરે પૂછયું. "સર હીલારી! આ કાચના ટુકડાનો તમે શો ઉપયોગ કરો છો?"

સર હીલારી એ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર ન આપતાં જેવો પાછો હઠવાને તૈયાર થયો કે તુર્તજ મિ૦ બ્લેકે પાછળથી એક ધક્કો મારી ટેબલ નજીક લાવી તેના હાથમાં હાથકડી પહેરાવી કુટસને કહ્યું. "ઇન્સ્પેક્ટર કુટસ! આજ તમારો ગુન્હેગાર ભેટ છે."

કુટસ મિ૦ બ્લેકનું કહેવું ન સમજી શકવાથી વ્યાકુળ દ્રષ્ટિએ તેના મ્હોં તરફ જોઇ રહયો. ક્ષણભર તો તે કાંઇપણ બોલી શકયો નહીં; પછી ભારે સ્વરે કહ્યું, "શું આ બેટ છે ! મિ૦ બ્લેક ! શું તમે ગાંડા થઇ ગયા છો ? તમે આ શું કર્યું ? સર હીલારીના હાથમાં હાથકડી નાંખી ?"

મિ૦ બ્લેકે દ્રઢ સ્વરે કહ્યું. "આ માણુસ સર હીલારી વેજ છે અગર કોઇ બીજો છે તે હું કહી શકતો નથી. પણ એજ માણુસ બેટ છે એમાં જરાપણ શંકા નથી. હું ઘણા દિવસથી સર હીલારીની તપાસમાં છું. એટલુંજ નહીં પણ અમેરીકાથી મારા કરેલા કેટલાક ટેલીગ્રામોના ઉત્તરો આવ્યા છે તેથી મને જણાયું છે કે આજથી કેટલાક મહિના પહેલાં અમેરિકામાં સર હીલારી મરણ પામ્યો હતો! અને આ બેટ સર હીલારીનું નામ ધારણ કરી તેની અતુલ સમ્પત્તિનો માલીક બની બેઠો છે, તેનુ ખરૂં નામ 'ડાર્ક ડોનેલ્ડ" છે. ડોનેલ્ડ એક ચાલાક ચોર છે, એણે પોતાનું નામ બેટ રાખ્યું છે. એ માણુસ ચોરી કરવામાંજ ચાલાક છે, એ ઉપરાંત બનાવટી વેષ ધારણ કરવામાં અને માણુસોના કંઠ સ્વરની પણ નકલ કરવામાં એકકો છે, એના હાથની ચાલાકી જોઇને તો ખરેખર આપણે ચકિત થવું પડે છે. એવો માણુસ આ દેશમાં તો નહીં હોય! કેમ બેટ ! આ વાતો ખરી છે ને?"

સર હીલારીના વેશમાં રહેનાર ચોર પહેલાં તો જરા ગભરાયો પણ તુર્તજ તેણે કહ્યું. "મિ૦ બ્લેક ! મને તમે પકડયો ? હું નહોતો જાણુતો કે તમે આટલા બધા ચતુર હશો. એટલા માટે મેં બરાબર સાવધ રહયા સિવાય કામ કર્યું. હવે મને મારી ભૂલનું ફળ મળી ગયું છે. હું મારી મુર્ખતાથીજ પકડાઇ ગયો છું એટલા માટે મને હમણા મારી બુદ્ધિ ઉપર ગુસ્સો ઉપજે છે. તમે બરાબર કહ્યું કે

મારૂં નામ ડાર્ક ડોનેલ્ડ છે. સર હીલારીને આફ્રીકાથી ન્યુયોર્કમાં આવ્યા પછી એક થીએટરમાં મારી સાંથે ઓળખાણ થઇ હતી. ત્યારથી અમે ધીમે ધીમે જીગ્ર જાન મિત્ર બની ગયા અને એક ઠેકાણે રહીને મોજ મજાહમાં અમારા દીવસો વ્યતીત કરવા લાગ્યા. અન્તે એક રાત્રે મારા મુકામ પરજ સર હીલારી હૃદયબંધ પડી જવાથી મરણ પામ્યો. તેના ચહેરા સાથે મારો ચહેરો બહુજ મળતો આવવાથી મેં એક પ્રપંચ રચ્યો. હું જાણુતો હતો કે તે લંડનનો એક પ્રતિષ્ઠિત માણુસ છે તેથી તેના કપડાં વિગેરે પહેરીને સર હીલારી બની બેઠો. તેના ગુપ્તમાં ગુપ્ત કાગળપત્રો મારા હાથમાં આવવાથી સર હીલારીના નામથી મને ઓળખાવવાને ઝાઝી મુશ્કેલી પડી નહીં મેં લોકોમાં એવું જાહેર કર્યું કે રાતના મારે ઘેર જે માણુસ મરણુ પામ્યો છે તે ડાર્ક ડોનેલ્ડ હતો. ત્યાર પછી સર હીલારીના કાગળપત્રો લઇને હું લંડનમાં આવ્યો અને તેની સમસ્ત સમ્પતિનો માલીક થઇ બેઠો; મારી ચાલાકીમાં અને મારા કામોમાં કોઇ પણુ વાંધો ઉઠાવી શક્યું નહીં.

સર્વ વાતો સાંભળી કુટસે કહ્યું: "તો શું તમે ખરેખર બેટ છો? આ બધી તમારીજ લીલા છે?"

બેટ બોલ્યો: "હા, સાહેબ! મારૂંજ નામ બેટ છે. મેંજ તમને સાત મારી બેશુદ્ધ બનાવી તમારી છબી ઉતારી હતી. મારી ઇચ્છા એવી હતી કે તમને બરાબર દિવાના બનાવી દઉં, અને તે ઇચ્છા પૂર્ણ પણુ થાત એટલામાં મારીજ બુદ્ધિના દોષથી હું આજે પકડાઇ ગયો."

ઇન્સ્પેક્ટર કુટસે પૂછ્યું: "તમે બહાદુર ચોર છો! તમારા જેવો જો બીજો એકજ ચોર અહીં હોત તો, મારે નોકરી છોડી નાસી જવું પડત. વારૂ, કહો તો ખરા તમે મારૂં ઘડીઆળ કેવી રીતે ચોર્યું હતું?"

બેટે કહ્યું: "લીલામખાનામાં જે વખતે કપડાં ખોલી તમારી તપાસ થતી હતી તેજ વખતે! એમાં હાથની ચાલાકી સિવાય અન્ય કાંઇ નથી."

કુટસે કહ્યું: "આજે રાતના આ બધું શું થયું ? પ્રકાશ એકદમ શી રીતે બૂઝાઇ ગયો અને હીરો કયાં ગુમ થઇ ગયો."

મિ૦ બ્લેકે કહ્યું: 'મારી ખાત્રી છે કે હીરો એના ખીસ્સામાં છે; બીજે કોઇ પણ ઠેકાણે તે જઇ શકે એમ નથી. ખીસ્સામાં ન હશે તો ફુલદાનીમાં હશે. ડોનેલ્ડ! હાથ ચાલાકીમાં તમારો અનુભવ સમ્પૂર્ણ છે. જોઇએ તેટલી નજર રાખવા છતાં પણ હીરો મારા હાથમાં ન આવ્યો. પણ એક વાત મોટા આશ્ચર્યની છે કે તમે ટેબલ પાસે બેઠા બેઠા દીવાઓ શી રીતે બુઝાવી નાખ્યા ? તમે એ ન કહેશો તો પણ હમે જાણીશું !"

ત્યાર પછી મિ૦ બ્લેકે ટેબલ ઉપરથી ટેબલકલોથ ખેંચીને દૂર ફેંકી દીધું તો તેને જણાયું કે જ્યાં બેટ બેઠો હતો તેની પાસેજ એક નાનું સરખું વિજળીક બટન છે! તે બટન દબાવવાથી સર્વ દીવાઓ બુઝાઇ ગયા હતા.

મિ૦ બ્લેકે ઇન્સ્પેક્ટર કુટસને કહ્યું: "બેટ! આપણને સાક્ષી રાખી આ પ્રમાણે પોતાની ચીજ ચોરવા તૈયાર થયો એ જોઇને આપણે ઘણા આશ્ચર્ય પામીએ છીએ; પણ આશ્ચર્ય પામવાનું કંઇ કારણ નથી. હું એની ચાલાકી સમજી ગયો છું. એ જાણતો હતો કે અનેક કારણોથી હું એના ઉપર વહેમ રાખતો હતો મારી તે ધારણાનું નિવારણ કરવાના ઉદ્દેશથીજ એણે આ યુક્તિ કામે લગાડી હતી, પણ એમાં એ ઘણી સહેલાઇથી પકડાઇ જશે એ કોઇ જાણતું નહોતું, પણ એનું વ્હાણ નિર્વિઘ્નતાથી સમૂદ્ર તરી છેક કિનારે આવીને ડુબી ગયું! કેમ ડોનેલ્ડ! હું જે કહું છું તે બરાબર છેને!"

બેરે સરળ ભાવે કહ્યું: "ઠીક છે! જરા મજા જોવાને માટેજ મેં આજનો કાર્યક્રમ ઘડયો હતો. પણ મિ૦ બ્લેક! એ તો કહો કે તમે મારી ઉપર કઇ કઇ વાતોથી વ્હેમ રાખતા થયા?"

મિ૦ બ્લેકે કહ્યું: "માર્કવિસ પત્નીને ત્યાં બેંકમાં વિગેરે જે જે સ્થળોએ ચોરી થઇ છે તે તે ઠેકાણે જે જે ભેગા હતા તેના નામનું લીષ્ટ તપાસતાં તમે સર્વ સ્થાન પર હાજર હતા એમ મને જણાયું. ત્યાર પછી અમેરિકાથી મને એવી ખબર મળી કે સર હીલારી મરણ પામ્યો છે. ત્યારે તમારા ઉપર સમ્પૂર્ણ વહેમ મને આવ્યો. મને અમેરિકાથી એક મિત્રે જણાવ્યું છે કે તમારા મુકામ જે માણસ મરી ગયો હતો તે (સર હીલારી) હમ્મેશાં તમારા મુકામ પરજ રહેતો હતો એટલે તમે સર હીલારી બની આ દેશમાં આવ્યા અને સભ્ય સમાજમાં જવા આવવા લાગ્યા. કાલે અમેરિકાથી એક તાર આવ્યો તેનાથી તો વળી મને ચોકકસ ખાત્રી થઇ. તેમાં લખ્યું હતું કે, 'એક દિવસ રાત્રે તમારા મુકામ ઉપરજ સર હીલારી મરણ પામ્યો હતો" તમે અમેરિકામાં જે ધિક્કારવા જોગ ધંધો કરી તમારો નિર્વાહ ચલાવતા હતા એ જાણી હું સમજી ગયો કે તમે ડોનેલ્ડ સિવાય અન્ય કોઇ નથી. છતાં તમો તમારી ભુલથીજ પકડાયા છો! તમે સ્મિથ પાસેથી નામનાં બે લીષ્ટો માંગી લીધા હતા તે તમારી પ્રથમ ભુલ હતી. તમે જાણુતા હતા કે એ બન્ને યાદીમાં સર હીલારીનું નામ છે. ફીલ્ડશાયરની મિસિસ માર્કવિસને ત્યાં હાજર હતા તથીજ હીરાનો હાર તમે ચોરી શકયા; અને સેન્ટ્રલ યુનાઇટેડ બેંકની સાથે તમારે લેણદેણ હોવાથી તમે હંમેશાં એ બેંકમાં જતા આવતા હતા; તેથી બેંકની ખાસ ચાવીઓનો મીણનો નમુનો બનાવવો એ તમારા જેવા ચાલાક ચોર માટે મુશ્કેલ નહોતું; અને તે એટલે સુધી કે

એજ યુકિતથી મારે ત્યાં પણ તમે પ્રવેશ કરી શકયા. કાલે રાતના તમારી બીજી ભૂલ થઇ. તમે મારા કપડાં પહેરી પ્રિન્સ એન્ડરનો હીરાજડિત મુગટ ચોરવા ગયા ત્યાંથી પાછા આવી મારા કપડાં ઉતારી તમારા કપડાં પહેરી તમે બહાર આવ્યા. એટલામાં હું આવી રહ્યો. મને પાસેજ જોઇને તમે દરવાજો ઠોકવો શરૂ કર્યો કારણ કે તેથી એમ માલમ પડે કે તમે મને મળવા આવ્યા છો. તો પણ એ ચાલાકીમાં તમારી એક ભૂલ થઇ. કાલે રાતના પુષ્કળ બરફ પડયું હતું. જે લોકો એ વખતે બહાર ફરતા હોય તેઓના કપડાં અને બુટ ભીંજાઇ ગયા શીવાય રહેજ નહીં મેં તમારા બુટ તરફ ધ્યાનપૂર્વક જોયું તો તે વખતે તમારાં બુટ સાફ હતાં. કારણકે તમે તમારા બુટ પહેરી હારેન ગાર્ડન ગયા હતા તો પણ તમે બુટ કેમ બદલ બદલ કર્યાં એ હું સમજી શકયો નહીં."

બેટ બોલ્યો:-"તે હું કહું, તમારે ત્યાં 'ટાઇગર' નામનો એક કુતરો છે. તે ગન્ધનુ અનુકરણ કરે છે. વખતે મને પકડાવી આપે એટલા માટે–"

મિ૦ બ્લેકે કહ્યું: "બસ, બસ, સમજી ગયો તમે બેહદ ચાલાક છો. તમે હદ બહાર ચાલાકી ચલાવી મને લાંચ્છિત બનાવો છો. તો પણ તમારા ઉપર તમને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આજે આ મજા જોવા જતાં તમે સહેલાઇથી પકડાઇ ગયા. ચાલો હશે. આ લોઢાની ત્રિજોરીમાંજ સમસ્ત ચોરીઓનો તો માલ છે ને?"

બેટે કહ્યું: "હા; સર્વ માલ એ ત્રિજોરીમાંજ છે. વધારે આહોશી બતાવવા જતાં આજે હું પકડાઇ ગયો. જો હું સર હીલારી બનીનેજ સીધી રીતે મારૂં જીવન વ્યતીત કરતે તો આજે મને આ પ્રમાણે પકડાવવાનો વખત આવતે નહીં ચોર ગમે તેટલો ધનવાન હોય તો પણ ચોરી કર્યા વિના તે શાન્ત રહી શકતો નથી. તેને માટે

સંતોષ બહુ દુર રહે છે. એ ચોરનો સ્વભાવ છે. અને તેથીજ હું પણ મારા સ્વભાવનો ત્યાગ કરી શકયો નહીં."

મિ૦ બ્લેકે કહ્યું: "હવે પશ્ચાતાપ કરવાથી શું થવાનું છે? ડોનેલ્ડ તમારે માટે મને દુઃખ થાય છે. તમારા જેવા પ્રતિભાશાળી માણસને જેલમાં રાખવો એ મને ઠીક લાગતું નથી. તમને જેલમાં મોકલવાની મારી ઇચ્છા નથી."

બેટ બોલ્યો: "તમારી એ પ્રશંસાને માટે ઉપકાર, ઇન્સ્પેકટર કુટસ! તમારે જે કરવું હોય તે કરો, હવે વિલમ્બ શા માટે કરો છો?"

ઇન્સ્પેકટર કુટસે તુર્તજ દરવાજો ઉઘાડી એક કોન્સ્ટેબલને મોટર લાવવાની આજ્ઞા આપી. મોટર આવ્યા બાદ મિ૦ બ્લેકે કહ્યું: "તમે એને લઇને જેલ તરફ જાઓ હું તથા સ્મિથ–સર હીલારીની લોઢાની ત્રિજોરીની તપાસ કરીને આવીએ છીએ."

ત્યારબાદ બ્લેકે સર હીલારીના ખજાનામાંથી બેટ ચોરેલી સર્વ વસ્તુઓ પોતાને કબજે લીધી.

વાંચક! **ચાલાક ચોર**ની ચાતુરીનો અહીં અંત આવી જઇ આપણી આ વાર્તા સમ્પૂર્ણ થાય છે! ચાલાક ચોર જેલમાં જતા પહેલા ઇન્સ્પેકટર કુટસને થાપ આપી, તેનીજ મોટરમાં નાસી છુટે છે. તે કયાં જાય છે, તેનું શું થાય છે, તે જાણવા આજ **ચાલાક ચોર**નું બીજું સાહસ નામે ડાકટર કે ડાકુ? તૈયાર થૈ ચુકયું છે;– વધુ માટે વાંચો બાજુનુ પેજ—



તૈયાર છે! તાકીદે મંગાવો. કી. બાર આના.

# ડાક્ટર કે ડાકુ




મળવાનું ઠેકાણું:–શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

રાણીતળાવ, મેઈન રોડ–સુરત.